# શ્રમણ ભગવાન મહાવીર.

[ કુસાન કાલીન મથુરામાંથી પ્રાપ્ત થયેલ પ્રાચીન પ્રતિમા ]



ડૉ. વાસુદેવશરણ અગ્રવાલના સૌજન્યથી.

# રાષ્ટ્રપતિનો અભિપ્રાય

## દેશરત્ન ડોકટર બાબૂ રાજેન્દ્રપ્રસાદજીની અમૂલ્ય સમ્મતિ

भारतवर्ष के प्राचीन इतिहास में वैशाली का प्रमुख स्थान है। कुछ दिनों से बिहारी लोग वहां की स्मृति कायम रखने के लिए मेला मनाकर उत्सव किया करते हैं जिसमें उसकी ऐतिहासिक विवेचना और अन्य प्रकार के सांस्कृतिक विषयों पर लेख पढ़े जाते हैं। श्री विजयेन्द्र सूरि जी ने जैन बौद्ध और वैदिक दृष्टिकोण से विदेह वैशाली और अन्य स्थानों का भौगोलिक और ऐतिहासिक परिचय कराने का प्रयत्न इस पुस्तिका में किया है जो सराहनीय है। इसे पढ़कर पाठक उनके महत्व को जानेंगे और इतिहास के एक विस्मृतप्राय पन्ने को फिर सहज में उपलब्ध कर सकेंगे।

१८. ४. ४६ राजेन्द्र प्रसाद

ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસમાં વૈશાલીનું મુખ્ય સ્થાન છે. કેટલાક દિવસોથી બિહારીઓએ ત્યાંની સ્મૃતિ કાયમ રાખવા માટે મેળો ભરવો શરૂ કર્યો છે. જેમા તે સંબંધી ઐતિહાસિક વિવેચના અને અન્ય પ્રકારના સાંસ્કૃતિક વિષયો ઉપર લેખો વાંચવામાં આવે છે. શ્રી વિજયેન્દ્રસૂરિજીએ જૈન, બૌદ્ધ અને વૈદિક દૃષ્ટિકોણથી વિદેહ, વૈશાલી અને બીજાસ્થાનોનો ભૌગોલિક ઐતિહાસિક પરિચય કરાવવાનો પ્રયત્ન આ પુસ્તકમાં કર્યો છે, જે સ્તુત્ય છે. આને વાંચીને પાઠકો એના મહત્ત્વને જાણશે અને ઇતિહાસના એક પ્રાયઃ વિસ્મરણ થઇ ગયેલા પાનાને ફરીથી સહેલાઇથી પ્રાપ્ત કરી શકશે.

# સમર્પણ

જેમનું સાન્નિધ્ય જીવન સાધનાનું અપૂર્વ સાધન બન્યું
તે પ્રાતઃસ્મરણીય જગત્પૂજ્ય મહાપ્રભાવક શાસ્ત્રવિશારદ
જૈનાચાર્ય ગુરૂદેવશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારા-
જના હસ્તકમલમાં સાદર સમર્પિત

વિજયેન્દ્રસૂરિ

# શુદ્ધિપત્રક

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| पतप | पत्तप | ૯ | ૫ |
| Khown | Known | 8 | 14 |
| મલ્લિનાથ, ભગવાન્ | મલ્લિનાથ ભગવાન્ | ૧૦ | ૧૭ |
| Appeare | Appear | 13 | 14 |
| नदी तीरेषु | नदीतीरेषु | ૧૯ | ૮ |
| × | ૭ | ૧૬ | ૧૦ |
| જન | જૈન | ૨૦ | ૯ |
| – | ૦ | ૨૩ | ૧ |
| બહત્કલ્પસૂત્ર | બૃહત્કલ્પસૂત્ર | ૨૫ | ૧૭ |
| આજ | આ જ | ૨૬ | ૨ |
| યુવરાજન | યુવરાજના | ૨૮ | ૫ |
| ખણામાં | પૂણામા | ૩૦ | ૪ |
| વશાલીના | વૈશાલીના | ૩૩ | ૧૮ |
| खड्ड | खंड्ड | ૪૦ | ૭ |
| પ્રમાણ | પ્રમાણે | ૪૭ | ૬ |
| આધકાર | અધિકાર | ૫૨ | ૧૨ |
| ત્રિષષ્ટિ | ત્રિશષ્ટિ | ૫૮ | ૧૯ |
| નિકપ | નિકષં | ૬૯ | ૨ |

## પ્રસ્તાવના

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| તપસ્યા | તપાસ્યા | ૧ | ૨૦ |
| બોદ્ધોને | બૌદ્ધોને | ૭ | ૧૭ |
| કિન્તી | કિંવદન્તી | ૭ | ૨૦ |
| ભારતમાં | પશ્ચિમ ભારતમાં | ૮ | ૨ |

| | | | |
|---|---|---|---|
| श्रीज्ञाननालंद्वार | श्रीज्ञान नालंदार | ९ | १६ |
| त्तसरी | तीसरी | ११ | १७ |
| બૌદ્ધને | બુદ્ધને | ૧૫ | ૫ |
| જઓ | જેઓ | ૧૬ | ૨ |
| ગિછોર | ગીધોર | ૧૭ | ૧૭ |
| વિષોપાધ | વિષોપધિ | ૧૯ | ૯ |
| विहारंभूमी | विहारभूमी | २१ | १७ |
| ઠાલ્લાગ | ઠોલ્લાગ | ૨૪ | ૬ |
| ૈશાલીથી | વૈશાલીથી | ૨૮ | ૧૭ |



# વિષયાનુક્રમ

# પ્રસ્તાવના

વિક્રમ સંવત ૨૦૦૩, ધર્મ સં. ૨૪ પોષ સુદિ ૧૧ના મેં 'વૈશાલી' નામના એક પુસ્તકની હિન્દી ભાષામાં રચના કરી હતી. જેના પ્રગટ થતાં સાક્ષરો, ઐતિહાસિકો અને અન્વેષકોએ એને આદર પૂર્વક વાંચી અને વખાણી પણ. પરન્તુ કેટલાક રૂઢિ પૂજકોએ એની સમાલોચના કરી અને એક ભલા સાધુએ તો 'ક્ષત્રિય-કુંડ' નામનું પુસ્તક પણ એની વિરુદ્ધમાં લખીને સંવત્ ૨૦૦૬માં મહા સુદિ ૧૧ના જૈન પ્રાચ્યવિદ્યાભવન અમદાવાદથી પ્રકટ કર્યું. જે મને તે જ વર્ષમાં મારા આગર (માલવા) ના ચતુર્માસમાં મળ્યું હતું. મેં તેનું સાંગોપાંગ અવલોકન કર્યું અને મને તેમની બાલિશતા ઉપર દયા આવી. મારે તરત જ તેનો પ્રતિવાદ કરવો જોઈતો હતો. પરન્તુ કેટલાક અનિવાર્ય કારણોને લીધે હું તેનો ઉત્તર ન આપી શક્યો. જ્યારે બીજી તરફ વિહારને કારણે જરૂરી સાધનો મેળવવામાં પણ અડચણો આવવા લાગી. અને જેમ જેમ હું એ પુસ્તક વાંચતો ગયો અને એમાં આપેલી નવી નવી દલીલો અને કલ્પનાઓનો વિચાર કરતો ગયો, તેમ તેમ મને એમ પણ લાગ્યું કે–સંસારમાં સમય સમય ઉપર એવા એવા પણ લેખકો પાકે છે, જે આગળ પાછળનો કોઈ પણ જાતનો વિચાર કર્યા વિના, પોતાની યોગ્યતાને તપસ્યા વિના જેમ આવે તેમ લખવા લાગી જાય છે. એમના મનમાં એવી ભાવના હોય છે કે અમે પણ વહેતી ગંગામાં ડુબકી મારી લઇએ, ઐતિહાસિક બની જઈએ, અને પોતાના નામને વિખ્યાત કરી લઇએ

પરન્તુ લેખકને કદાચ એ ભાન નહીં રહ્યું હોય કે આવી ભાવના-વાળાઓના ભાગ્યમાં યશને બદલે અપયશ જ સદા રહેલો હોય છે.

હવે હું કેટલાક ઉદાહરણો અને મુદ્દાઓ આપીને લેખકના બાળપણને વાંચકોની સમક્ષ ઉપસ્થિત કરીશ જેથી એમને ખબર પડશે કે લેખકમાં કેટલી યોગ્યતા છે. મેં આ નવી આવૃત્તિમાં તે તે સ્થાનો ઉપર આ વિષયમાં ઘણું લખ્યું છે. છતાં એક ઠેકાણે બધા મુદ્દાઓ ભેગા કરવાની દૃષ્ટિથી તેમજ સ્પષ્ટતાના હિસાબે તે બધા મુદ્દાઓ ઉપર અહી સક્ષેપમાં વિચાર કરું છું —

૧–વિવાદનો પ્રથમ મુદ્દો છે 'ક્ષત્રિયકુંડ' અથવા 'કુડપુર' (ભગવાન્ મહાવીરના જન્મ)નું સ્થાન હું લેખકના માનેલા ક્ષત્રિયકુંડને જૂઠું નથી માનતો પરંતુ તેને 'સ્થાપના–તીર્થ' તરીકે માનું છું, મૂળ જન્મ–સ્થાન તરીકે નહિ, કારણ કે ભગવાન્નો જન્મ વિદેહ–દેશમાં થયો હતો, અંગદેશમાં કે મગધદેશમાં નહિ જ.

૨–ગિદ્ધૌરનો રાજવંશ બુંદેલખંડથી ક્રમે ક્રમે વિહારમાં આવ્યો હતો. આ રાજવંશનો સંબંધ ચંદ્રવંશથી હતો. ઈક્ષ્વાકુ કુલ કે કાશ્યપના ગોત્રથી નહિ. નન્દિવર્ધનના પૂર્વજો

કોશલદેશમાંથી વિદેહ દેશમાં આવ્યા હતા, એઓના વંશ અને ગોત્ર પણ ક્રમશઃ ઇક્ષ્વાકુ અને કાશ્યપ હતા.

૩-ભગવાન્ મહાવીર અર્દ્ધ-માગધી ભાષામાં ઉપદેશ આપતા હતા, તેથી તેઓ મગધદેશના હતા. આ અનુમાન પણ યુક્તિસંગત નથી. લેખકમાં કેટલી યોગ્યતા કે બુદ્ધિમત્તા છે તે આવા અનુમાનોથી સ્હેજે જણાઈ આવે છે

૪-લેખકની ધારણામાં 'પાવાપુરી' ક્ષત્રિયકુંડની ઘણી જ પાસે હતી. અને આમાં તેઓ કારણ એ બતાવે છે કે ભગવાન્‌ના નિર્વાણના સમાચાર એમના મોટાભાઈ નંદિવર્ધનને પાવાપુરીથી તરત જ મળ્યા હતા. પરંતુ વર્તમાન 'પાવાપુરી' એ પણ સ્થાપના-તીર્થ જ છે, એ લેખકના ધ્યાનમાં નથી લાગતું. અસલી પાવાપુરીનું મૂલ સ્થાન ભૂલાઈ જવાથી લોકોએ મગધદેશમાં આવેલી વર્તમાન પાવાપુરીને જ મૂલ પાવાપુરી માની લીધી છે, જે ભ્રમણા છે.

સર્વ સાધન સંપન્ન અને શક્તિશાલી રાજાઓની આગળ દૂર અને પાસેનો તો કોઈ પ્રશ્ન જ નથી રહેતો. એટલે ભગવાન્‌ના મોટાભાઈ નંદિવર્ધનને ભગવાનના નિર્વાણના જલ્દી સમાચાર મળી ગયા તેથી ક્ષત્રિયકુંડને પાવાપુરીની પાસે માનવું એ વાતમાં પણ કંઈ વજૂદ નથી. આ વાતને અમે આગળ વિસ્તારથી ચર્ચશું.

૫–રાજધાનીનું પર્વત ઉપર હોવું, આને માટે 'મિલિન્દ–પ્રશ્ન' નામનું પુસ્તક વાચવું અને પ્રાચીન વર્ણનોમાં પણ એવા અનેક ઉદાહરણો મળે છે કે જેમાં રાજધાનીઓ નદીના કાંઠે વસાવવામાં આવતી હતી.

આ મુદ્દાઓને હવે અમે વિશદ રીતે ચર્ચીએ છીએ. અને 'ક્ષત્રિયકુંડ' પુસ્તકના મૂળ ઉતારા આપીને અમે તેનો જવાબ આપીએ છીએ—

લેખક લખે છે– "પરન્તુ મારે સખેદ લખવું પડે છે કે આ લેખકોમાંથી કોઈ ક્ષત્રિયકુંડ ગયા જ નથી. તેઓએ માત્ર દૂર બેઠા બેઠા પાશ્ચાત્ય વિદ્વાનોના વિચારોના આધારે જ આ કલ્પનાઓના કિલ્લાઓ ઉભા કર્યા છે."

—ક્ષત્રિયકુંડ. પૃષ્ઠ ૧૫. (પ્રસ્તાવના)

જ્યાં સુધી મારી સાથે સંબન્ધ રાખે છે લેખકનું આ લખવું નિતાન્ત ભૂલ–ભરેલું છે, કારણ કે હું મારા જગત્પૂજ્ય ગુરુ મહારાજ શ્રી વિજયધર્મસૂરિજીની સાથે વિ. સં. ૧૯૬૪માં સમ્મેતશિખરની યાત્રા કરવા જતાં વચમાં ક્ષત્રિયકુંડની યાત્રા કરવા પણ ગયો હતો. અને ત્યાંની ભૌગોલિક પરિસ્થિતિનું અવલોકન કર્યું હતું. બીજું એ પણ કોઈ નિયમ નથી કે લેખક કોઈ પણ વિષય ઉપર પોતાના ઘરે બેસીને તે સંબંધી બધી સામગ્રી અને સાધન મેળવીને ન

લખી શકે ? કેટલાએ સિદ્ધહસ્ત લેખકો પોતાની પાસે રહેલી સાહિત્યિક સામગ્રીથી અને તે તે પ્રદેશના માનચિત્રો મેળવીને પોતાની આવડતથી વસ્તુ-સ્થિતિનું સુંદર રીતે ચિત્રણ દોરી શકે છે, પરન્તુ જેઓને ગતાગમજ નથી અને અસલી સ્થાને જવા છતાં જેઓની પાસે પૂરી સામગ્રી નથી, તેઓ પરિસ્થિતિને ઊંધી રીતે જ ચીતરી નાખે છે. જેવું કે 'ક્ષત્રિયકુંડ' નામક પુસ્તકમાં થયું છે. બાકી લેખકોની કલ્પનાના વિષયમાં તેઓએ જે કલ્પના કરી છે, તે તો સર્વથા ભ્રામક છે, જેનો સત્યતાની સાથે જરાય સંબન્ધ નથી. અને '**ભગવાન્ મહાવીર અર્દ્ધ માગધી ભાષામાં બોલતા હતા, તેથી તેમનો જન્મ મગધ દેશમાં થયો હતો.**' આ પ્રમાણે જેમનુ કહેવું છે, તે પણ યુક્તિ સંગત નથી. [૧]અર્દ્ધમાગધી ભાષા અને બ્રાહ્મીલિપિ આ બધા રપા આર્યદેશોની ભાષા અને લિપિ હતી. બધા લોકો સમજી શકે આ ઉદ્દેશને લક્ષ્યમાં રાખીને ભગવાને અર્દ્ધ-માગધી ભાષામાં ઉપદેશ આપ્યો હતો. કારણ કે તે ભાષા તે વખતની સાર્વત્રિક તેમજ સાર્વજનિક હતી. તેથી અર્દ્ધમાગધી ભાષામાં ઉપદેશ આપવા માત્રથી તેઓ મગધદેશના હતા એમ કહેવુ, સત્ય નથી. ભાષાથી જો જન્મ દેશનો નિર્ણય કરવામાં આવે તો મહાત્મા બુદ્ધ શાકય-દેશના હતા અને ઉપદેશ આપતા હતા[૨] માગધી ભાષામાં; તો શુ તેમને મગધવાસી

---

૧- પ્રજ્ઞાપના સૂત્ર. પૃ ૫૬/૧

૨- પાલી પ્રોપરનેમ્સ ડિક્શનરી ભાગ, ૨ પૃ ૪૦૪

કહીશું? આજકાલ પં. જવાહરલાલ નેહરુ અંગ્રેજી-ભાષામાં ભાષણ કરે છે તો શું તેમને અંગ્રેજ કહીશું? માટે ભાષાથી જન્મ-દેશનો નિર્ણય થઈ શકતો નથી.

આગળ લેખક લખે છે-"આ રીતે પણ મગધની પાસે અગ્નિકોણમાં વસેલું ક્ષત્રિયકુંડ એ જ ભગવાન્ શ્રી મહાવીર સ્વામીની જન્મભૂમિ હતી, એવું નક્કી થાય છે.

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૧૬, (પ્રસ્તાવના)

ઉપર્યુક્ત પુસ્તકના લેખકનું આ કથન સ્વયં જ એ વાતનું સાક્ષી છે કે મગધમાં તેમનો જન્મ ન્હોતો થયો, પરંતુ મગધની પાસે અગ્નિખૂણામાં જે કોઇ ક્ષત્રિયકુંડ હતુ, તે તેમની જન્મભૂમિ હતી. લેખકનું એ માનવું કે ભગવાનનો જન્મ મગધદેશમાં થયો હતો માત્ર ભ્રમ છે

આગળ તેઓ લખે છે—"આ આખાય પ્રશ્નને ઉપલબ્ધ પ્રમાણોથી ઘણા પ્રમાણોના આધારે જે નક્કી થાય છે, તેને જ અંતિમ સત્ય તરીકે આપવામાં આવ્યું છે."

—ક્ષત્રિયકુંડ, પૃષ્ઠ ૧૭ (પ્રસ્તાવના)

ઉપરનું આપનું લખવુ ઠીક છે, પરતું જે 'પ્રમાણોની ચાલણી' આપને મળી છે તે બરાબર નથી. તેના કારણો

એટલા મોટા છે કે તેમાંથી પ્રમાણોના આધારોનો ઠીક ઠીક વિભાગ નથી થઈ શકયો.

આગળ તેઓ લખે છે–" બૌદ્ધો શંકરાચાર્યના સમયમાં હિંદમાંથી હિજરત કરી ગયા. અને બારેક સદીઓ પછી પાછા આવ્યા. તે દરમિયાન તેઓ બૌદ્ધ તીર્થભૂમિઓને ભૂલી ગયા હતા. જૈનો પણ એજ અરસામાં હિન્દમાંથી નહિ કિન્તુ પૂર્વદિશામાંથી હિજરત કરી ગયા હતા અને મધ્યહિન્દ, પશ્ચિમહિન્દ તથા દક્ષિણમાં પહોંચી ગયા હતા.

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૩

સૌથી પહેલાં આપણે શંકરાચાર્યનો ઐતિહાસિક સમય તપાસીએ ઐતિહાસિકો ઈ સન્ ૭૮૮ થી ૮૨૦ સુધીના સમયને શંકરાચાર્યનો સમય માને છે બલદેવ ઉપાધ્યાય ઈ. સન્ ૬૮૮ થી ૭૨૦ માને છે. રાજેન્દ્રઘોષ શંકરાચાર્યની આયુષ્ય ૩૪ વર્ષ માને છે, જ્યારે બીજા લોકો ૩૩ વર્ષ માને છે. ઐતિહાસિક વિદ્વાનો શંકરાચાર્યનો ઉત્કર્ષકાલ ૭૫૮ થી ૮૫૪ સુધીનો માને છે. શંકરાચાર્યે જૈનો અને બૌદ્ધોને હાંકી કાઢયા હતા, એ વાત કપોલ-કલ્પિત છે. 'શંકર-દિગ્વિજય'માં જે એ લખ્યું છે કે હિમાલયથી કન્યાકુમારી સુધી શંકરાચાર્યનો પ્રભાવ હતો, એ તો કેવલ કિન્તી માત્ર અને તેમની મહિમા વધારવા માત્રનો પ્રયાસ જ છે, એની કોઈ વાસ્તવિક કિંમત નથી.

શંકરાચાર્યના વખતમાં ન તો ભારતમાંથી બૌદ્ધો ચાલ્યા ગયા અને ન જૈનો એ પણ પૂર્વ ભારતને છોડીને ભારતમાં પ્રયાણ કર્યું. કારણ કે તે વખતે તો બૌદ્ધોની ભારતમાં પ્રબલતા હતી. તેનું એક પ્રબલ પ્રમાણ એ પણ છે કે કેટલાક વૈદિક દાર્શનિકોએ સ્વયં શંકરાચાર્યને 'પ્રચ્છન્ન બૌદ્ધ'ની ઉપાધિથી વિભૂષિત કર્યા છે. શંકરાચાર્યની પછી પણ દસમી શતાબ્દિમાં બખ્તિયાર ખીલજીના સમયમાં નાલન્દામાં બૌદ્ધોની વિશ્વ-વિદ્યાલય ચાલતી હતી. અને સન્ ૧૦૨૬માં બૌદ્ધ રાજા મહિપાલે નાલંદા વિશ્વવિદ્યાલયને સહાયતા કરી હતી. આઠમીથી બારમી શતાબ્દિ સુધી પાલ વંશી રાજાઓનું જ રાજ્ય હતું. તેઓ મોટા ભાગે બૌદ્ધ-ધર્મના જ અનુયાયી હતા. એથી એ ન કહી શકાય કે બૌદ્ધો ભારતવર્ષને છોડીને બહાર ચાલ્યા ગયા હોય અને એ તો બીલકુલ અસંભવ છે કે તેઓ શંકરાચાર્યને કારણે ભારત છોડીને કયારેય હિજરત કરી ગયા હોય. આવી ભ્રાન્ત ધારણાઓને ઉત્પન્ન કરવાના કારણે જ 'શંકર-દિગ્વિજય' એક અપ્રામાણિક ગ્રંથોની કોટીમાં આવી ગયો છે. તેથી તેની કોઈ પણ વાત ઐતિહાસિક દષ્ટિએ સત્યના પુરાવા તરીકે સાબીત નથી થઈ શકતી. જેમ—

> आसेतोरातुषाराद्रेर्बौद्धानाबृद्धबालकम् ।
> न हन्ति यः स हन्तव्यो भृत्यानित्यन्वशान्नृपः ॥
>
> —माधवीय शंकरदिग्विजय, १ : ९३

અર્થાત—કન્યાકુમારીથી લઈને હિમાલય સુધીના બૌદ્ધોને મારી નાખવા જોઇએ પછી તે બાળક હોય કે વૃદ્ધ, જે આમ નહીં કરે તેને મારી નાખવામાં આવશે. એમ રાજાએ નોકરોને આજ્ઞા કરી.

હવે અમે નીચે કેટલાક પ્રસિદ્ધ ઐતિહાસિક ગ્રન્થોના અવતરણો આપીએ છીએ, જેનાથી એ સ્પષ્ટ જણાઈ આવશે કે ન કેવલ શંકરાચાર્યના વખતમાં જ પરન્તુ તેના પછી કેટલીય સદીઓ સુધી બૌદ્ધ-ધર્મનું ભારતમાં અસ્તિત્વ રહ્યું છે.

१ (क) "नालन्दा विश्वविद्यालय विहारप्रदेशे अवस्थित हइलेउ बांगालीरा ईहाके आपनार बलिया मने करितेन ए स्थाने बहु बांगाली छात्र ओ अध्यापक छिलेन। बंगेर पालराजादिगेर शासनकाले विहार प्रदेश ताहांदेर शासनाधीन छिल तखन ताहांराई नालंदा मठेर अध्यक्ष नियुक्तकरितेन। राजा देवपालदेवेर राजत्वकाले आचार्यवीरदेव एवं नयनपालदेवेर राजत्वकाले दीपङ्कर श्रीज्ञाननालंदार संघस्थविर नियुक्त हन।"

—श्री शरतकुमार रायकृत 'बौद्धभारत' पृ. ९७

(ख) "चतुर्थशताब्दि हइते द्वादश शताब्दि पर्यन्त नालन्दा विहार विराजमान छिल।"

—श्री शरतकुमार रायकृत 'बौद्ध भारत' पृ. १००

(ग) " १०२८ खृष्टाब्दे दीपङ्कर तिब्बतगमन करिया संस्कार कार्ये ब्रती हईया छिलेन। त्रयोदशी शताब्दीर प्रारम्भे यखन बक्तियार विहार जयकरेन, तखन मुसलमानेरा विक्रमशीला ध्वंसकरे। पालवशोय शेषनरपति इन्द्रद्युम्नेर शासनकाले एई शोचनीयकाण्ड घटियाछिल। ऐ समये शाक्यश्री विक्रमशिलार प्रधानपुरोहित छिलेन।

—श्री शरत्कुमार रायकृत 'बौद्ध भारत' पृ १०५

(घ) " मुसलमानेर आक्रमणे बौद्धधर्म भारतवर्ष हइते विलुप्त हइया छिल। ए कथा बलिले सत्येर अपलाप करा हय। एइ देशे मुसलमान शासन प्रतिष्ठित हइ बार बहुपरेउ उडिष्याय बौधधर्म प्रचलित छिल। मुसलमानदेर मगधजयेर परेउ दाक्षिणात्य, गुजरात, ओ राजपुताना‌य बौद्धधर्म प्रचलित छिल।"

—श्री शरत कुमार रायकृत 'बौद्ध भारत' पृ॰ ११६

There are some inscriptions written in Nagari Characters, *in indicate that* Jetavan *remained* a centre of Buddhism in the 8th or 9th Century A D *Even as late as the 12th Century* the great Convent of Jatavan continued to be centre of Buddhist learning and culture where lived a large community of Buddhist monks enjoying the royal favour of the king of Kanauj'

—Sravasti in Indian Literature M. A. S I No 50 (B C Law) Page 33

અર્થાત્ નાગરી લિપિના કેટલાક શિલાલેખોથી એ નિશ્ચિત થાય છે કે 'જેતવન-વિહાર' આઠમી અથવા નવમી શતાબ્દિમાં 'બૌદ્ધ-ધર્મનું કેન્દ્ર હતો. બારમી શતાબ્દિ સુધી 'જેતવન'નો આ વિહાર બૌદ્ધ ધર્મ અને સંસ્કૃતિનું કેન્દ્ર-સ્થલ બની રહ્યો હતો. તેમાં કનોજના રાજાનો કૃપા-પાત્ર એક મોટો બૌદ્ધ ભિક્ષુ-સંઘ રહેતો હતો.

" हर्षवर्द्धन के बाद नालंदा महाविहारका संरक्षण प्रधानतः पालवंशी राजाओंद्वारा होता रहा। पालोंके आधिपत्यका सूत्र आठवीं ईसवी सदीके प्रारम्भमें होता है। उस समयसे बारहवीं सदी तक विश्वविद्यालय उन्हींके संरक्षणमें रहा।... इस वंशके अंतिम राजा 'गोविन्दपाल' का नाम भी नालन्दासे सम्बद्ध है। 'अष्ट साहस्रिका प्रज्ञापारमिता' का एक प्रतिलिपि नालन्दा में गोविन्दपालके राज्यके चौथे वर्ष (इ. स. ११६५) में तैय्यार हुई थी।"

—द्विवेदी अभिनन्दनग्रन्थ, नालन्दा विश्वविद्यालय लेखक-विश्वनाथ प्रसाद, पृष्ठ ३२०

४ " इसवी पूर्व तसरी शताब्दिसे ई. स. की बारहवीं शताब्दि तक सारनाथ बौद्धधर्मका एक प्रधान केन्द्र बना रहा।"

—सारनाथका संक्षिप्त परिचय अवतरणिका पृष्ठ-१

५ " इत्थेव नयरीए बुद्धायवणं चिट्ठइ जत्थ समुद्दवंसीया

करावल्ल, नरिंदकुलसंभूयारायाणो बुद्धभत्ता अज्जवि नियदेवयस्स पुरओ महग्घमुल्लं पल्लाणियं अलंकियं विभूसिअं महातुरंगमं ढोअंति।"

—जिनप्रभसूरिकृत-विविधतीर्थकल्प, पृष्ठ ७०.

અર્થાત્—"આ નગરીમાં બુદ્ધમંદિર છે, જેમાં સમુદ્રવંશના 'કરાવલ્લ' નરેન્દ્રકુલસંભૂત બુદ્ધભક્ત રાજાઓ આજે પણ (જિનપ્રભસૂરિના સમયમાં—ચૌદમી શતાબ્દિમાં પણ) પોતાના દેવની આગળ મહાકિંમતી જીનથી અલંકૃત-સુશોભિત એવા મોટા ઘોડાને સમર્પણ કરે છે"

આ અમે થોડાક ગ્રન્થોના જ પ્રમાણો આપ્યા છે આવી રીતે બીજા ગ્રન્થોના પણ પ્રમાણો આપી શકાય છે. જેનાથી એ નિર્વિવાદ સિદ્ધ થાય છ કે શંકરાચાર્યના સમયમાં અને તેમની પછી પણ કેટલીયે સદીઓ સુધી બૌદ્ધધર્મનું અસ્તિત્વ જ નહિ, પરંતુ ઘણી મોટી સંખ્યામાં તેમના અનુયાયીઓ પણ ભારતવર્ષમાં રહ્યા હતા ઉદાહરણ માટે જુઓ—

'બુદ્ધચર્યા' પૃ૪ ૧૨—૧૩

"એક તરફ ('શંકર દિગ્વિજય' જેવા ગ્રન્થોના લેખકો તરફ)થી તો એ કહેવામાં આવે છે કે શંકરે બૌદ્ધોને ભારતમાંથી હાંકી કાઢયા હતા, જ્યારે બીજી તરફથી (અનેક ઐતિહાસિક વિદ્વાનો તરફથી) અમે એમના પછી પણ

ગૌડદેશ (વિહાર–બંગાલ)માં પાલ–વંશીય બૌદ્ધ રાજાઓનું પ્રચંડ પ્રતાપશાલી સામ્રાજ્ય ફેલાએલું જોઈએ છીએ. અને તેજ વખતે ઉદન્તપુરી (વિહાર–શરીફ) અને વિક્રમશિલા જેવાં બૌદ્ધવિશ્વવિદ્યાલયોને સ્થાપિત થયેલાં જોઈએ છીએ. આજ વખતે ભારતીય બૌદ્ધોને અમે તિબ્બત પર ધર્મ વિજય કરતાં પણ જોઈએ છીએ. ૧૧ મી સદીમાં ઉપર્યુક્ત 'શંકર દિગ્વિજય'ની દંતકથાના આધારે કોઈ પણ બૌદ્ધ ન હોવો જોઈએ. તે વખતે પણ તિબ્બતથી કેટલાય બૌદ્ધો ભારતમાં આવે છે અને તેઓ બધે ઠેકાણે બૌદ્ધ ગૃહસ્થો અને બૌદ્ધ સાધુઓને જોવે છે........ગૌડ રાજા તો મુસલમાનોના વિહાર–બંગાલ ઉપર વિજય પ્રાપ્ત કરવા સુધી બૌદ્ધધર્મ અને કલાના સંરક્ષક હતા. અંતિમ સમય સુધી તેઓના તામ્રપત્રો બુદ્ધ ભગવાન્‌ના પ્રથમ ધર્મોપદેશ સ્થાન 'મૃગદાવ (સારનાથ) ના સૂચક' બે હરણોની વચમાં રાખેનાં ચક્રથી સુશોભિત હતાં.

ગોડદેશના પશ્ચિમમાં કાન્યકુબ્જ (કન્નૌજ) નું રાજ્ય હતું. જે યમુનાથી ગંડકી નદી સુધી ફેલાયેલુ હતું. ત્યાંની પ્રજામાં અને રાજાઓમાં બૌદ્ધધર્મ પ્રત્યે અત્યન્ત માન હતું. આ વાત જયચંદના દાદા ગોવિન્દચન્દ્રે (ઈ. સ. ૧૧૧૪–૧૧૪૫) જેતવન વિહારને આપેલા પાંચ ગામોના દાનપત્ર ઉપરથી તથા તેમની રાણી કુમારદેવીએ બનાવેલા સારનાથના મહાબૌદ્ધમંદિરથી જણાય છે. ગોવિન્દચન્દ્રના પૌત્ર જયચન્દની એક ખાસ રાણી

બૌદ્ધ ધર્માવલમ્બિની હતી. જેના માટે લખવામાં આવેલી 'પ્રજ્ઞા પારમિતા'ની પુસ્તક હજુ પણ નેપાલ દરબારના પુસ્તકાલયમાં મોજૂદ છે, બુદ્ધચર્યા પૃષ્ઠ ૧૩. શું એનાથી એ સિદ્ધ નથી થતું કે શંકરવડે બૌદ્ધ ધર્મનો દેશનિકાલ એ કલ્પના માત્ર છે.

શંકરાચાર્યનો જન્મ સમય ઈ સન ૭૮૮ ( વિક્રમ સં. ૮૪૫ ) માનવામાં આવે છે તેઓએ તે વખતે દક્ષિણમાં શ્રૃંગેરીમઠ, પશ્ચિમમાં દ્વારકામઠ, ઉત્તરમાં બદરી કેદારમઠ, અને પૂર્વમાં પુરીમાં ગોવર્દ્ધન મઠની સ્થાપના કરી હતી. એથી જણાય છે કે એ વખતે એમનો ઉત્કર્ષ ભારતની ચારે દિશામાં હતો. એવી સ્થિતિમાં 'ક્ષત્રિય-કુંડ'ના લેખકનું એ કહેવું સર્વથા અનુચિત છે કે જૈનો પણ આઠમી સદીમાં પૂર્વ દેશમાંથી ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણ તરફ ચાલ્યા ગયા હતા. કારણ કે ઉપરની ત્રણ દિશાઓમાં પણ શંકરાચાર્યના મઠો હતા, અને તેમનો પ્રભાવ પણ વધતો જતો હતો. તેથી શંકરાચાર્યના નૂતન અદ્વૈતવાદના દર્શનને કારણે જૈનોનું પૂર્વ દિશાને છોડીને બીજી દિશાઓમાં જવુ બધ-બેસતું નથી. કારણ કે જૈનોના અહિંસા, અપરિગ્રહ આદિ સિદ્ધાન્તો તેમજ અનેકાન્ત દર્શન, એટલા પ્રબળ હતા કે તેઓ અદ્વૈતવાદની યુક્તિઓ આગળ બરાબર ટકી શકે તેવા હતા. બૌદ્ધ ધર્મનો લોપ કેવલ શંકરાચાર્યને લીધે નથી થયો. શંકરાચાર્યના પછી પણ ઘણા વખત સુધી બૌદ્ધ ધર્મ આ દેશમાં ટકી રહ્યો હતો.

જેમકે અમે આગળ લખી ચૂકયા છીએ. એના છોડી જવાનું કારણ બીજું છે અને તેમ ખાસ કરીને મુસલમાનોનાં અજ્ઞાન-મૂલક ધર્મધ્વંસી આક્રમણો હતાં મુસલમાનોની ધર્માન્ધતા અને ક્રૂરતાના કારણે બૌદ્ધ ધર્મ ટકી ન શકયો. બીજું હિન્દુ-ઓએ બૌદ્ધને વિષ્ણુનો અવતાર માનીને પોતાનામાં ભેળવી લીધા. જૈનો તો તે વખતે પણ આ દેશમાં ઉન્નત મસ્તકે ટકી રહ્યા હતા. અને શંકરાચાર્યના અદ્વૈતવાદની તેમના ઉપર કંઈ પણ અસર ન થઈ. હા, એટલી વાત જરૂર છે કે તેઓ પણ કેટલાક અંશે બૌદ્ધોની માફક હિન્દુ (વૈદિક) શાસકોના અત્યાચારના ભોગ બન્યા હતા.

આગળ લેખક લખે છે–" અને જમુઈથી પશ્ચિમમાં ૧૪ માઈલ દૂર નદી કાંઠે લછવાડ ગામ છે, જે લિચ્છવિઓની ભૂમિ હતી."

—ક્ષત્રિયકુંડ પૃ૪–૪

"ક્ષત્રિયકુંડ જતાં પહેલાં લછવાડ ગામમાં રહેવું પડે છે. આ નગર લિચ્છવિ રાજાઓની રાજધાની તરીકે પ્રસિદ્ધ છે."

—જૈન તીર્થોનો ઇતિહાસ પૃ૪ ૪૮૫

મુંગેર જિલ્લા ગેઝેટિયરના પૃષ્ઠ ૨૨૮માં લખ્યું છે કે–ઈ. સ. ૧૮૭૪માં મુર્શીદાબાદવાળા રાય બહાદુર ધનપતસિંહજીએ અહીં દેરાસર અને ધર્મશાળા બંધાવ્યા હતા, ત્યારથી

લચ્છુઆડથી ક્ષત્રિયકુંડ જવાનો આ માર્ગ શરૂ થયો છે. એ પહેલાં લોકો મથુરાપુર થઈને ક્ષત્રિયકુંડ જતાં હતા જુઓ 'પ્રાચીન તીર્થમાળા સંગ્રહ' ભાગ-૧ સંવત-૧૭૫૦ માં પં. સૌભાગ્યવિજયજી રચિત તીર્થમાળા.

બીજું લિચ્છવિઓની રાજધાની વૈશાલી નગરી હતી. લછવાડ નહિ. વૈશાલી અને લછવાડને એક સમજીને લેખકને આ ભ્રાન્તિ થઈ લાગે છે.

". બાકી વૈશાલી પાસે ગંડકી નદી હતી, એ નક્કર વાત છે" -ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૩૨, ૩૪, લેખક વૈશાલી સમજીને આ વાત લખી છે પરન્તુ લિચ્છુઆડની પાસે ગંડકી નદી નથી, એ તો બહુઆર ( Bahuar ) નદી છે, જે લબાઈમાં માત્ર આઠ-નવ માઈલ છે-(જૂઓ માનચિત્ર ૭૨, એલ ૧)

વળી આગળ જતાં લેખક લખે છે કે-'મોરા પાસે વડ નદી છે.'-ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૪૬. આ નદીનું સાચુ નામ વડ નથી પરન્તુ બરનર ( Barnar ) છે (જૂઓ માનચિત્ર ૭૨, એલ ૫)

'ચિકનાની ચઢાવથી પુર્વમાં ૬ માઈલ જતાં લોધાપાની નામનું સ્થાન આવે છે. ...... આ ભૂમિ જ અસલમાં ભ૦ મહાવીરનું "જન્મસ્થાન" છે, જેનું બીજું નામ ક્ષત્રિયકુંડ છે.-ક્ષત્રિયકુંડ પૃષ્ઠ-૫

લેખકની માન્યતા પ્રમાણે જો 'લોધાપાની' ને જ અસલી 'ક્ષત્રિય–કુંડ'ની ભૂમિ માનવામાં આવે તો પણ તેમને વર્તમાન 'ક્ષત્રિય–કુંડ' સ્થાપના તીર્થ જ માનવું પડશે. શ્રીજિનપ્રભસૂરિએ 'વિવિધ તીર્થકલ્પ'ની રચના કરી છે. તેમાં તો આ 'ક્ષત્રિયકુંડ'નું નામ માત્ર પણ નથી. નીચેની તીર્થ-માલાઓમાં 'ક્ષત્રિયકુંડ'નું નામ આવે છે.

સંવત ૧૫૬૫માં પં. હંસસોમે રચેલી 'પૂર્વદેશીય ચૈત્ય–પરિપાટી.'

સંવત ૧૬૬૪માં પં. જયવિજયજીએ રચેલી 'સમ્મેત-શિખર તીર્થમાળા'

સંવત ૧૭૧૭માં પં. વિજયસાગરજીએ રચેલી 'સમ્મે-તશિખર તીર્થમાળા'

સંવત ૧૭૪૬માં પં. શીલવિજયજીએ રચેલી તીર્થમાળા.'

સંવત ૧૭૫૦માં પં. સૌભાગ્યવિજયજીએ રચેલી તીર્થમાળા'

"ગિદ્ધોરના રાજા પોતાને રાજા નંદિવર્ધનના વંશ જ તરીકે ઓળખાવે છે. અત્યારે એની રાજધાની પરયંડામાં છે."

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૯.

મહારાજા ગિદ્ધૌરના સંબન્ધમાં 'મુંગેર–જિલ્લા–દર્પણ' નામની પુસ્તકમાં પૃષ્ઠ ૪૫–૪૬માં નીચે પ્રમાણે લખ્યું છે–

"यहां एक बहुत पुराने घरानेके राजपूत जमींदार रहते हैं। इनके पूर्वज पहले बुंदेलखंडके महोबा राज्यके स्वामी थे। इनको दिल्लीके अन्तिम हिन्दू राजा पृथ्वीराजने हराया था। मुसलमानोंसे खदेडे जाने पर ये लोग मिर्जापुर आये। यहांसे वीरविक्रमशाहने आकर मुंगेर जिलेमें अपना राज्य कायम किया। शुरूमें इन लोगोंने खैरा पहाड़ीके पास अपना किला बनवाया जहां अब भी उसके चिह्न मौजूद हैं।"

આ ઉપરના ઉદ્ધરણથી એ જણાઈ આવે છે કે–વર્તમાન ગિદ્ધૌર નૃપતિના વંશજો બુન્દેલ ખંડના મહોબા રાજ્યથી અનુક્રમે આવીને અહીં વિહારમાં રહ્યા હતા. આના રાજ્યનું નામ ગિદ્ધૌર, વંશનું નામ ચન્દેલ અથવા ચંદ્રવંશી તથા ગોત્રનું નામ ચન્દ્રાત્રેય હતું.

તેજ પ્રમાણે જૂઓ—હિન્દુ ભારતકા ઉત્કર્ષ, લેખક ચિન્તામણિ વિનાયક વૈદ્ય પૃષ્ઠ ૬૭ તથા એની રાજધાનીનું નામ પરખંડા નહિ પરંતુ પટસંડા છે.

બીજું આ તરફ ભગવાનનું ગોત્ર કાશ્યપ હતું. જે કલ્પસૂત્રના નીચેના અવતરણથી જણાઈ આવે છે.

"नायाणं खत्तियाणं सिद्धत्थस्स खत्तियस्स कासवगुत्तस्स"

—શ્રી કલ્પસૂત્ર, સૂત્ર ૨૯, સન્ ૧૯૪૧ અમદાવાદ.

તથા વંશ 'જ્ઞાતૃવંશ' નો અર્થ આવશ્યકચૂર્ણિમાં 'વૃષભ સ્વામીના પરિવારના લોકો' કર્યો છે જે ઈક્ષ્વાકુવંશનું જ નામાંતર છે.

णाता णाम जे उसभसामिस्स सयनिज्जगा ते णातवंसा।

—આવશ્યકચૂર્ણિ ભાગ–૧, પૃષ્ઠ ૨૪૫

શ્રી જિનપ્રભસૂરિએ કલ્પસૂત્રની 'સંદેહ વિષૌષધિ' વૃત્તિ (પૃષ્ઠ ૩૦, ૩૧)માં આજ અર્થ કર્યો છે, જે અમે નીચે આપીએ છીએ.

"तत्र ज्ञाताः श्रीऋषभस्वजनवंशजाः इक्ष्वाकुवंश्याः एव"
"ज्ञाता इक्ष्वाकुवंशविशेषाः।"

—कल्पसूत्र, संदेहविषौषधि, निर्मित सं.१३६४ अयोध्या

આ બધા પ્રમાણોથી એ જણાઇ આવે છે કે ભગવાન્ મહાવીરના પૂર્વજો પહેલા કોશલ દેશવાસી હતા. જેમની રાજધાની અયોધ્યા હતી. તો પછી 'ગિદ્ધૌર રાજા નંદિવર્દ્ધન વંશના હતા.' એનો મેળ કેવી રીતે બેસી શકે છે?

લેખક લખે છે—

'સંશોધકો વૈશાલી પાસે વેસાડ ...માને છે.'

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૨૭

સંશોધકો વૈશાલી પાસે વેસાઢને માનતા નથી, પરન્તુ વેસાઢને જ વૈશાલી માને છે. મતલબ કે વૈશાલીને વેસાઢ જુદા જુદા નથી.

આગળ લેખક લખે છે–

'જો કે દિગમ્બર શાસ્ત્રોમાં ભ૦ મહાવીર સ્વામીનો જન્મ કુંડપુરમાં જ બતાવ્યો છે ...'

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૨૭

જેમ દિગમ્બરો વિદેહ દેશમાં આવેલા કુંડપુરને ભગવાનનું જન્મસ્થાન માને છે. તેવી જ રીતે શ્વેતામ્બારોએ પણ આજ કુંડપુરને ભગવાનનું જન્મ સ્થાન માન્યું છે ( જૂઓ કલ્પસૂત્ર-મૂળસૂત્ર–૬૬, ૧૦૦, ૧૦૧).

'આર્યદેશ અને ક્ષત્રિયકુંડ.' આવું મથાળું લેખકે જે રાખ્યું છે તે બીલકુલ અસ્થાને છે. તીર્થંકરોની કલ્યાણક ભૂમિઓ અને વિહાર ભૂમિઓ બધી આર્યદેશમાં જ હોય છે, પછી એને વિવાદાસ્પદ કે પ્રશાર્થ બનાવીને એ ખુલાસો કરવો કે–"તીર્થંકરોની કલ્યાણક ભૂમિઓ અને પ્રાયઃ વિહાર–

ભૂમિઓ તે દેશોમાં જ આવેલી છે, લછવાડ પાસેનું ક્ષત્રિયકુંડ તથા વૈશાલી પાસેનું વાસુકુંડ આર્યદેશમાં છે."

—ક્ષત્રિયકુંડ, પૃષ્ઠ ૨૮, ૨૯

બિલકુલ અનુચિત તેમજ અસ્થાને લાગે છે જે વાતમાં કોઈ વિવાદ જ નથી તે વાતને છેડીને તેનો નીવેડો લાવવો એમાં કોઈ નવીનતા નથી એવું કોણ કહે છે કે 'ક્ષત્રિયકુંડ' અથવા "વાસુકુંડ' આર્યદેશમાં નથી, તે સિવાય વિહારભૂમિઓને જે 'પ્રાયઃ' વિશેષણ આપવામાં આવ્યું છે, તે તો સાવ નિરર્થક છે. કારણ કે વિહારભૂમિઓ આર્યદેશમાં જ હોય છે, બહાર નથી હોતી. તેથી 'પ્રાયઃ' શબ્દનો તો કંઈ અર્થ જ રહેતો નથી. 'પ્રાયઃ' નો અર્થ તો ત્યારે ઉચિત લેખાત કે જો એકાદ વિહારભૂમિ આર્યદેશની બહાર પણ હોત.

બીજી વાત આ પ્રસંગને લઇને આર્યદેશની સીમાઓને બાંધવાના વિષયમાં છે. ભગવાને કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી આર્યદેશોની સીમામાં જે ન્યૂનતા કરી અને એ નિશ્ચિત કર્યું કે-

" मगहा कोसंबिया, थूणाविसओ कुणालविसओ य ।
एसा विहारंभूमी, एतावंताऽऽरियं खेत्तं ।' नि. ३२६२

—બૃહત્કલ્પસૂત્ર ભાગ. ૩ પૃષ્ઠ ૯૧૩

શ્રી આત્માનંદ જૈન સભા (ભાવનગર) પ્રકાશિત

આને લઈને આપે પોતાના મનથી જ શંકા સમાધાન કર્યું તેને પણ અહિંઆ કોઈ સ્થાન નથી. કારણ કે ભગવાને પોતાના સમયમાં આર્યદેશની જ મર્યાદા બાંધી લીધી હતી. તેમાં વળી પાછું આર્યદેશની અંદર જ તેમને 'ધર્મ–પ્રધાન-ભૂમિ' કહેવી. એનો કંઈ અર્થ નથી. ધર્મપ્રધાન ભૂમિ જ આર્યભૂમિ છે. ભગવાને પ્રતિપાદન કરેલ આર્ય–ભૂમિની બહારનો પ્રદેશ અનાર્ય જ છે. સમય સમય ઉપર આર્યદેશ અનાર્યદેશ થઇ જાય છે. અને અનાર્યદેશ આર્ય–દેશ થાય છે. સમ્રાટ્ સંપ્રતિના સમયમાં ભગવાને જ પ્રદેશને અનાર્ય ઘોષિત કર્યો હતો તે પણ આર્ય થઈ ગયો. બાકી સ્પા આર્ય-દેશ હંમેશાંના એજ છે તેમાં ભગવાને પોતાને કેવલજ્ઞાન થયા બાદ કંઇક ઘટાડો કર્યો હતો અને સમ્રાટ્ સંપ્રતિએ તે સ્પા આર્યદેશોની ભૂમિમાં પણ વિશેષ વધારો કર્યો હતો.

ભગવાને કેવલ–જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જે આર્યદેશ અને વિહારભૂમિની સીમા બાંધી, તેટલી જ તેમના સમયમાં આર્ય-દેશ અને વિહારભૂમિઓ હતી. તે સિવાયના બધા અનાર્યદેશ અને અવિહાર ભૂમિઓ હતી. ભગવાને બતાવેલી ભૂમિઓને 'ધર્મપ્રધનભૂમિ' કહીને તેની બહારની સ્પા દેશોના અંદરની ભૂમિને આર્ય માનવી એ ઉચિત નથી. જો આમ જ 'આર્ય દેશ'ની કલ્પના કરવામાં આવશે તો પછી ભગવાને પોતાના સમયમાં 'આર્યદેશ' અને 'વિહાર–ભૂમિ'ની જ મર્યાદા બાંધી

તેનો કંઈ પણ અર્થ નથી. જો ૨૫ાા આર્યદેશો જ બધા ઉત્તર–દેશો હતા, તો પછી ભગવાને બાંધેલી સીમાની અંદરના જ 'આર્યદેશ' માનવા અને તેટલીજ ' વિહાર–ભૂમિ ' બતાવવી નિરર્થક થઈ જશે. તેથી આપનું એ લખવું—"આથી સાડી પચ્ચીસ આર્યદેશો છે અને મધ્યના અમુક દેશો પ્રધાન ધર્મભૂમિ છે,એમ માનવું તર્ક સંગત સમન્વય છે.ક્ષત્રિયકુંડ....

પૃષ્ઠ ૨૯. બિલકુલ અસંગત છે.

આજ સુધી ઇતિહાસ એ સાબીત નથી કરી શક્યો કે ગંગાના દક્ષિણમાં મલ્લોનું રાજ્ય હતું. 'મલ્લ' અને 'મલય' ને એક માનવા એ પણ અજ્ઞાનતાનું સૂચક છે. કારણ કે 'મલ્લો'નું રાજ્ય ગંગાની ઉત્તરમાં હતું. "તેમ મગધ, અંગ, માળવા, સિન્ધુ, સૌવીર વગેરે એક હથ્થુ સત્તાવાળા એક સત્તાક અનેક રાજ્યો પણ હતા."

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૩૧.

સિન્ધુ–સૌવીર અલગ અલગ રાજ્યો ન હતા. તેનો રાજા એક જ હતો.

આગળ લેખક પૃષ્ઠ ૩૨ ઉપર પં. કલ્યાણવિજયજી અને મારી વચ્ચે મતભેદનો ઉલ્લેખ કરે છે. સંભવ છે પં. કલ્યાણવિજયજી અને અમારી વચ્ચે કોઇ વિષયમાં મતભેદ હોય પરન્તુ ક્ષત્રિયકુંડ વૈશાલીની પાસે હતું. એમાં તો જરાયે મતભેદ નથી.

"વૈશાલી અને વાણિજ્ય ગામની વચ્ચે માત્ર જળમાર્ગ જ હતો સ્થળ માર્ગ કે પુલ ન હતો."

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૩૨.

આ લખવું યુક્તિ સંગત નથી, કારણ કે વાણિજ્ય ગ્રામ જવાનો જેમ જળ માર્ગ હતો, તેમ ક્ષત્રિયકુંડથી કર્માંરગામ, કાલ્લાગ સન્નિવેશ થઈને વાણિજ્ય ગ્રામ જવાનો સ્થલમાર્ગ પણ હતો. કારણ કે ભગવાન્ જ્યારે વાણિજ્યગ્રામ પધાર્યા અને બહાર દ્વિપલાશ ચૈત્યમાં ઊતર્યા ત્યારે શ્રી ગૌતમસ્વામી ભગવાન્‌ની આજ્ઞા લઈ વાણિજ્ય ગ્રામમાં ગોચરી ગયા અને પાછા વળતા પાસેના કોલ્લાગ-સન્નિવેશમાં જ્યાં આનંદ શ્રાવકે સંથારો કર્યો હતો, ત્યાં ગયા અને ત્યાંથી પાછા આવ્યા એટલે વાણિજ્ય ગ્રામ આવવાના જલ માર્ગ અને સ્થલમાર્ગ (પુલમાર્ગ) એમ બન્ને માર્ગો હતા. ક્ષત્રિયકુંડ વૈશાલીની સમીપમાં હતું એ વાત તો હવે નિર્વિવાદ સિદ્ધ થઈ ચૂકી છે.

'મહાપરિનિબ્બાણસુત્ત' એ 'દીઘનિકાય'નો જ એક ભાગ છે, એ વાત લેખકના ધ્યાનમાં નથી લાગતી. તેથી 'ક્ષત્રિય-કુંડ' પૃષ્ઠ ૩૨ ઉપર બન્નેને જુદા જુદા લખ્યા છે.

"શ્રી આચારાંગ સૂત્ર" તથા 'કલ્પસૂત્ર'માં ઉલ્લેખ છે કે, ભ૦ મહાવીરે વૈશાલી નગરી અને વાણિજ્ય ગ્રામની નિશ્રાએ બાર ચોમાસાં કર્યાં."

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૩૩

ભગવાનના ચોમાસાનું વર્ણન માત્ર કલ્પસૂત્રમાં જ આવે છે, આચારાંગ સૂત્રમાં નહીં.

"વૈશાલી નાશ પામી છે, પણ આજે તેના સ્થાને વેસાડગઢ, જે પટણાની ઉત્તરે ૨૭ માઈલ દૂર છે."

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૩૪

વૈશાલીના સ્થાને 'વેસાડ ગઢ' નથી, પરન્તુ પ્રાચીન વૈશાલીને જ આજકાલ વેસાઢ બોલે છે. અને એની પાસે જ ગઢ છે. વૈશાલી પણ સર્વથા નાશ ન્હોતી પામી. આગળ લખે છે:—

"કુંડપુરને બદલે વાસુકુંડ શબ્દ બને તેનો આધાર પાઠ પણ મળતો નથી." ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૩૫.

શહેરોના નામોમાં સર્વથા પલ્ટો કેમ આવે છે તે માટે હું તમને મારાજ ગામનું ઉદાહરણ આપું. સનખતરાનું પહેલા નામ હેમનગર હતું. જે ટોડરમલ રાજાના છોકરા હેમરાજના નામ ઉપરથી પડયું હતું. પરન્તુ પાછળથી સનખતરા નામના સાધુ ઉપરથી તેનું નામ સનખતરા પડી ગયું. એટલે ગામના નામો પણ સર્વથા બદલાતા રહે છે.

"પરન્તુ આ વેસાડ અને બનિયા વચ્ચે આજે તો નદી નથી એ વાત ચોક્કસ છે."

—ક્ષત્રિયકુંડ, પૃષ્ઠ ૩૫

આજકાલ વસાઢ અને બનિયાની વચમાં ગંડકીનદી નથી, પરન્તુ નદીના તો પ્રવાહો બદલાયા કરે છે, જેના અનેક દૃષ્ટાન્તો છે, અને તે વખતની અર્થાત્ ૨૫૦૦ વર્ષ પહેલાની વાતનો આજકાલના સમય સાથે મેળ બેસાડવો એ ક્યાં સુધી ઉચિત છે?

" ...અને બ્રાહ્મણ ગામ વગેરે શબ્દો વપરાયા છે. તેથી સમજાય છે કે, કુંડપુર નગર હતું તેના બે ભાગ હતા. ૧ પૂર્વમાં બ્રાહ્મણકુંડનગર અને ૨ પશ્ચિમમાં ક્ષત્રિકુંડનગર."

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૩૬

બ્રાહ્મણગામ તો રાજગૃહથી ચંપા જતાં માર્ગમાં આવતું હતું અને એવો કોઈ ગ્રન્થ નથી કે જેમાં 'બ્રાહ્મણકુંડ' ગામને બ્રાહ્મણ ગામ લખવામાં આવ્યું હોય. બ્રાહ્મણ ગામમાં નન્દ અને ઉપનન્દ નામના બે ભાઈઓ રહેતા હતા. પરન્તુ તેઓ બ્રાહ્મણ હતા, એવું ક્યાંય નથી લખ્યું.

"આ બ્રાહ્મણ ગ્રામ' તેજ 'બ્રાહ્મણકુંડ' ગામ હોય તો નક્કી છે કે કુંડપુર ગંગાની દક્ષિણે હતું."

—ક્ષત્રિયકુંડ, પૃષ્ઠ ૩૭, પંક્તિ ૨૨-૨૩

આ વાક્યથી એ જણાઈ આવે છે કે લેખક પોતે પણ આ વિષયમાં શંકાશીલ છે.

"વૈશાલી પાસે દૂતિપલાશ ચૈત્ય હતું.. .....શાલ ઝાડ બહુ હોય એ હિસાબે પણ ત્યાં પહાડી કે ઊંચી નીચી ભૂમિ હોવાનું કલ્પી શકાય છે.'

—ક્ષત્રિયકુંડ, પૃષ્ઠ ૩૮.

દૂતિપલાશ ચૈત્ય વૈશાલીની પાસે ન હતું, પરન્તુ તે તો વાણિજ્ય ગામના ઈશાન (ઉત્તર પૂર્વ) ખુણામાં હતું.

વૈશાલીની પાસે 'મહા-વન' હતું. ત્યાં કોઈ પહાડીની કલ્પના કરવી તે પણ અસંગત છે.

"Mahavana A wood near vesalı. It was partly natural, partly man-made and extended up to the Hımalaya."

—Dı.. of Palı Proper Names ભાગ ૨, પૃષ્ઠ ૫૫૫

અર્થ—મહાવન નામનું વૈશાલી પાસેનું જંગલ જેનો કેટલોક ભાગ કુદરતી હતો અને કેટલોક ભાગ માણસોદ્વારા બનાવેલો હતો. અને જે હિમાલય સુધી ફેલાયેલું હતું.

એ કોઈ નિયમ નથી કે જ્યાં શાલના વૃક્ષો હોય ત્યાં પહાડ કે પહાડી હોવી જ જોઇએ.

'ક્ષત્રિયકુંડ' પૃષ્ઠ ૩૨ ના 'ગૈશાલીના ગામો' મથાળા નીચે 'સુત્ત-નિપાત'માં આવેલા ૧૬ જટાધારીઓના વિહા-

રના નગરોનું વર્ણન છે. જે બીલકૂલ અસંગત છે. કારણ કે મથાળું આપ્યું છે 'વૈશાલીના ગામો' અને તેની નીચે વર્ણન આપવામાં આવ્યું છે, સુદૂરવર્તી ગામો અને નગરોનું. તે દૂર રહેલા ગામો અને નગરોનો વિહાર-ક્રમ આ પ્રમાણે છેઃ—

"અલ્લકથી નીકળી કૌશામ્બી ૧, સાકેત, ૨, (અયોધ્યા) શ્રાવસ્તી ૩, શ્વેતામ્બી ૪, કપિલવસ્તુ ૫, કુશીનારા ૬,(કુશીનગર) પાવા ૭, ભોગનગર ૮, વૈશાલી ૯, અને મગધપુર ૧૦

૧ જુઓ-દીઘનિકાયની સુમંગલ વિલાસિની ટીકા ભાગ-૧, પેઈઝ ૩૦૯

આ બધા ગામો અને નગરો પ્રાયઃ વૈશાલીથી ઘણા દૂર છે. અલ્લક પણ વર્તમાન 'ઔરંગાબાદ'નું નામ છે. જ્યારે ઘણા આઘા રહેલા નગરો અને ગામોના નામો આપ્યા છે, પછી એમને "વૈશાલીના ગામો" શા માટે કહ્યા ? આ એક ઘણી જ મોટી અસંગતતા આ પુસ્તકમાં રહેલી છે, જેનો લેખકે જરાપણ વિચાર જ ન કર્યો. આવી જ રીતે 'મહાપરિ નિબ્બાણ સુત્ત' અન્તર્ગત રાજગૃહ, અંબલત્થિકા, નાલન્દા, પાટલિગ્રામ (પટના), ભોગનગર, પાવા અને કુશીનારાના સંબન્ધમાં સમજવું. આ પણ બધા વૈશાલીથી દૂર રહેલા નગરો અને ગામોનું વર્ણન છે.

બીજી આપત્તિ જનક વાત એ છે કે 'કુશીનારા' અને 'મંદિર' આ બે અલગ અલગ નામ નથી પરન્તુ એકજ નગર

રનું નામ છે. મૂલમાં છે " कुसीनारं च मंदिरं । " ' મંદિર ' શબ્દનો અર્થ 'નગર' પણ થાય છે. જેમ....

"मन्दिरो मकरावासे मन्दिरं नगरे गृहे" ६२४ इति हैमानेकार्थ॥ " अगारे नगरे पुरम् ॥ १८३ ॥ मन्दिरं च " इति अमरकोषः तृतीयकाण्ड, पृष्ठ २३५, संवत १९८६. આજ અર્થ ' नगरं मन्दिरं दुर्गं–' भोजकृत समराङ्गण सूत्रधार भाग–१, पृष्ठ ८६, गायकवाड ओरियन्टल सिरिझ માં પણ કર્યો છે.

मंदिर–घर, देवालय, नगर, शिबिर, समुद्र–बृहत् हिन्दीकोश पृष्ठ–९९२. ज्ञानमण्डल लिमिटेड बनारस.

'કુશીનારા' અને 'મન્દિર'ને જુદા જુદા ગણાવવાની ભૂલ ' બુદ્ધચર્યા 'ના લેખક મહાપંડિત રાહુલ સાંકૃત્યાયનના અનુવાદનું અનુકરણ કરવા થઈ છે. તેઓએ 'બુદ્ધચર્યા'ના પૃષ્ઠ ૩૫૨ ઉપર એનો અનુવાદ આ પ્રમાણે કર્યો છે—

" सेतव्या, कपिलवस्तु, कुसीनारा और मन्दिर ॥ ३७ ॥ "

આવું જ વગર વિચાર્યું અનુસરણ ચીની યાત્રી ફાહિયાનના લેખ–પ્રસંગમાં 'વૈશાલી અભિનન્દન ગ્રન્થ' પૃષ્ઠ ૧૫ ઉપરથી એક અશુદ્ધ શ્લોકનું ઉદ્ધરણ લેવામાં થયું છે.

" भगवान् वैशालीवनं अविशरण दक्षिणेन ।
सर्वकार्येन नामावलोकितेन व्यवलोकयति" ॥

આમાં ઉત્તરાર્ધનો પાઠ આ પ્રમાણે હોવો જોઇએ—

" सर्वकायेन नागावलोकितेन व्यवलोकयति । "

'सर्वकायेन'નો અર્થ છે "સમ્પૂર્ણ શરીરથી" અને 'नागावलोकितेन'નો અર્થ "બુદ્ધચર્યા"નો હિન્દી અનુવાદ પૃષ્ઠ ૪૯૭ ઉપર 'નાગાવલોકન' (હાથીની જેમ આખા શરીરને ઘુમાવીને જોવું) આપ્યો છે, અને આજ અર્થ 'દીઘનિકાય'માં પણ કર્યો છે.

આ વખતે લેખકે કાળ તથા સ્થાનના સંબંધમાં મોટી ભૂલ કરી છે, આજ મોટી ભૂલનું પરિણામ—

"ચીની યાત્રી ફાહિયાન લખે છે કે બુદ્ધદેવ પોતાના શિષ્યો સાથે પરિનિર્વાણ માટે જતા હતા ત્યારે **આમ્રપાલી વેશ્યાના બાગથી વૈશાલી પાસે ભંડગ્રામ ગયા હતા.** તેમની જમણી દિશામાં વૈશાલી હતી વગેરે"

આ ઉપરના લેખમાં સમય-વિષયક-ભૂલ એ છે કે પરિનિર્વાણ માટે જ્યારે બુદ્ધદેવ વૈશાલીના પશ્ચિમ દરવાજાથી નિકળ્યા ત્યારે તેમનો સંબન્ધ આમ્રપાલી વેશ્યાના બાગ સાથે જરાય ન હતો. તે બાગનું દાન આપવું વગેરે બધો સમ્બન્ધ તો તેઓ વૈશાલીથી મહાપરિનિર્વાણ માટે નિકળ્યા તે પહેલાં ઘણા વખત પૂર્વેજ થઇ ચૂકયો હતો. સ્થાનવિષયક ભૂલ એ છે

કે જે વખતે બુદ્ધદેવ પરિનિર્વાણ માટે વૈશાલીના પશ્ચિમ દરવાજાથી નિકળ્યા, તે વખતે આમ્રપાલી વેશ્યાનો બગીચો તો નગરના દક્ષિણમાં ૩ 'લી' ઉપર હતો, તે ત્યાં નો ત્યાં જ રહી ગયો. તેનો વૈશાલીના પશ્ચિમ દરવાજા સાથે કોઈ સંબન્ધ ન હતો. પછી એમ લખવું કે "આમ્રપાલી વેશ્યાના બાગથી વશાલી પાસે થઈ ભંડગ્રામ ગયા હતા." ક્યાં સુધી ઉચિત છે? વૈશાલીથી પશ્ચિમના દરવાજાથી ભંડગ્રામ જતાં વચમાં રસ્તામાં આમ્રપાલી વેશ્યાનો બગીચો નથી આવતો. તે તો એના દક્ષિણમાં જ રહી જાય છે. વૈશાલીના પશ્ચિમની સાથે દક્ષિણનો શું સમ્બન્ધ ! આવી રીતે ફાહિયાનના લેખનું ઉદ્ધરણ પણ લેખક ઉચિત રીતે નથી આપ્યું. તે આપવામાં તેમનાથી એકમાં કંઈ બીજું ભેળવવા જેવી ભૂલ થઈ છે. જેથી એમ લાગે છે કે તેઓ એને સાચા અર્થમાં નથી સમજી શકયા.

આગળ તેઓ લખે છે કે—'પ્રાચીન કાલનાં વૈશાલી વાણિજ્યગ્રામ અને કોલ્લાગની સાથે અર્વાચીન વેસાડ, બનિયા અને કોલવાની માત્ર નામ સામ્યતા છે. જ્યારે વેસાડ અને બનિયાની વચ્ચે ગંડકી નદી નથી, ઈત્યાદિ ભિન્નતા પણ છે.'

—ક્ષત્રિયકુંડ, પૃષ્ઠ ૩૫

આ ઉપરની વાત પણ સાવ ખોટી છે. લિછુઆડની પાસે માનેલી તમારી 'વૈશાલી' ની પાસે કદાચ નદી નહિ હોય, પરન્તુ વિદેહ-દેશમાં રહેલી વૈશાલીની પાસે તો આજે પણ ગંડક

નદી વહે છે. ફર્ક માત્ર એટલો જ પડયો છે કે પહેલા (ભગવાન્ મહાવીરના સમયમાં) ગંડકી નદી વૈશાલી (વર્તમાન 'બસાઢ') અને વાણિજ્યગ્રામ (વર્તમાન 'બનિયા') ની વચમાં થઇને વહેતી હતી અને અત્યારે વાણિજ્ય ગામની પૈની પાર થઇને વહે છે. બીજું કારણ આ લિચ્છુઆડની પાસે વૈશાલી ન માનવાનું એ છે કે વર્તમાન વિદેહસ્થ વૈશાલીની પાસે કોલ્લાગ (વર્તમાન 'કોલવા')માં અશોક સ્તંભ છે, પરન્તુ આપના માનેલા લિચ્છુઆડની પાસેના કોલવામાં નથી.

આગળ લખે છે કે—" પરંતુ આ વૈસાઢ અને બનિયાની વચ્ચે આજે તો નદી નથી એ વાત ચોકસ છે."

—ક્ષત્રિયકુંડ, પૃષ્ઠ ૩૫

આજકાલ બસાઢ અને બનિયાની વચમાં ગંડકી નદી નથી. પરંતુ નદીનો પ્રવાહ બદલાતો રહે છે. એનું ભાન લેખકને નથી રહ્યું. એના અનેક દૃષ્ટાન્તો છે જેમ અત્યારે સતલજ નદી 'હરીકે પત્તન' સ્થળે 'વ્યાસ' નદીમાં આવીને મળે છે આ મળવું ઈ સન્ ૧૭૯૦માં થયું. આની પહેલાં 'ભાઓ-કી. પત્તન' સ્થળે આ નદી વ્યાસમાં મળતી હતી.

—જૂઓ Cunningham's Ancient Geography of India, New Edition 1924, Page 254, 255

'વળી ભગવાનના વિહારમાં (૧) વાણિયાગામ પાસેનું કોલ્લાગ, (૨) ક્ષત્રિયકુંડ પાસેનું કોલ્લાગ અથવા કોલ્લા અને

(૩) નાલંદા પાસેનું કોલ્લાગ એમ ત્રણ કોલ્લાગ સન્નિવેશો મળે છે. ચંપા પાસે કાલાય ગામ હોવાનું પણ મળે છે.'

-ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૪૪.

લેખકે ૧૮ નંબરની નોટમાં ચંપા પાસેના કાલાયને પણ કોલ્લાગમાં ગણતરી કરી ચાર કોલ્લાગ ગણાવ્યા છે. પરન્તુ વાસ્તવમાં બે જ કોલ્લાગ છે. વાણિયા ગામ અને ક્ષત્રિયકુંડ પાસેનું કોલ્લાગ એ ભિન્ન ભિન્ન કોલ્લાગ નથી, પરન્તુ એક જ છે અને ચંપા પાસે 'કોલ્લાગ' નહિ પરન્તુ 'કાલાય' હતું જે લેખકે ભ્રાન્તિવશ ફૂટનોટમાં કોલ્લાગ તરીકે લખ્યું છે.

'પ્રાચીન કાળની રાજધાનીઓ પહાડી ઉપર રહેતી હતી'

-ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૪૭.

આ લખવું પણ ઠીક નથી. રાજાએ પોતાની રાજધાની ક્યાં બનાવવી જોઈએ, આ પ્રશ્નનો ઉત્તર શ્રી એચ. કે. મજૂમદારે નીચે પ્રમાણે આપ્યો છે :—

Capital–The King is directed to build his capital in a Fertile part difficult of access and unfit to support invading armies His fortress is to be in the centre, defensible, well furnished and brilliant, surrounded with water and trees.'

અર્થાત્—'રાજાએ પોતાની રાજધાની એવા પ્રદેશમાં બનાવવી જોઈએ જે ઉર્વર, અગમ્ય તેમજ આક્રમણકારી સેનાઓની મદદ ન પહોંચતી હોય. કિલ્લો પણ વસતિની વચમાં, સુરક્ષિત, સર્વ સાધનોથી યુક્ત, ચમકદાર, તથા જળ તેમજ વૃક્ષાવલીથી પરિવેષ્ટિત હોવો જોઈએ.

'The Hindu History' by A. K. Mazumdar
*1920, Page 280*

આ ઉદ્ધરણમાં રાજધાનીના સ્થાન માટે 'પહાડ' અથવા 'પહાડી'ને ઉચિત જગ્યા નથી બતાવી. તેથી 'ક્ષત્રિયકુંડ' પહાડી નગર હતુ, એ કહેવું અનુચિત છે. શિલ્પશાસ્ત્રમાં પણ રાજધાનીના સ્થાન માટે પહાડ અથવા પહાડી હોવાનો ઉલ્લેખ નથી. મોટાં મોટાં શહેરો તો પ્રાયઃ નદીઓના કાંઠે જ વસતા હતા. જેમ પ્રાચીન કાળમાં—વૈશાલી, પટણા, પ્રયાગ, કાશી. વર્તમાનકાળમાં—કાનપુર, આગરા, દેહલી, લાહોર, અમદાવાદ, સૂરત, જમ્મૂ, શ્રીનગર વગેરે

શહેર વસાવવાની ઉપમા આપતાં 'મિલિન્દ પ્રશ્નમાં લખ્યું છે કેઃ—

"महाराज! नया शहर बसानेकी इच्छा से इंजीनीयर पहले कोई ऐसी जगह ढूंढता है जो ऊबड़ खाबड़ न हो, कंकरीली या पथरीली न हो, जहां किसी उपद्रव (बाढ, अग-

लग्गी, चोर या शत्रुके आक्रमण इत्यादि ) का भय नहीं हो, जो और भी किसी दोषसे बची हो और जो बड़ी रमणीय हो। इसके बाद ऊंची नीची जगहको बराबर करवाता हो और ठूंठ झाड़ीको कटवाकर साफ कर देता है। तब, शहरका नकशा तैयार करता है, सुन्दर, नाप जोखकर भाग भागमें बांट, चारों ओर खाई और हाता, मजबूत फाटक, चौकस अटारियाँ, किलाबन्दी, बीच बीचमें खुले उद्यान, चौराहे, दोराहे, चौक, साफ सुथरे और बराबर राजमार्ग, बीच बीचमें दुकानों की कतारें, आराम, बगीचे, तालाब, बावली, कुये, देवस्थान, सुन्दर और सभी दोषोंसे रहित।

—मिलिन्द प्रश्न, अनु॰ भिक्षुजगदीश काश्यप पृष्ठ ४०१,

રાજધાનીઓ નદીને કાંઠે જ હોય છે, તેનું એક જબ્બરદસ્ત પ્રમાણ જૂઓ—

'जंबुद्दीवे भरहवासे दस रायहाणीओ प. तं. चंपा, महुरा, वाणारसी, य सावत्थी, तहय सातेतं हत्थिणउर, कंपिल्लं, मिहिला, कोसंबि, रायगिहं।"

—ठाणांगसूत्र वृत्तिसहित पृष्ठ ४७७.

ઉપર બતાવેલી ચંપા, મથુરા, બનારસ, શ્રાવસ્તી, અયોધ્યા, હસ્તિનાપુર, કાંપિલ્ય, મિથિલા, કૌશામ્બી અને રાજગૃહ આ દસે રાજધાનીઓ નદીને કાંઠે જ હતી.

'મૃગાંક ચરિત્ર'માં નગરીનું વર્ણન આ પ્રમાણે કરવામાં આવ્યું છે :—

तत्रास्ति नगरी रम्या वाराणसी जनाकुला ।
प्रोत्तालवप्रपरिखा-वापीकूपसरोऽन्विता ॥ ६ ॥
विहारवर्णवामाङ्गीवाग्मिवारणवाजिभिः ।
वणिग्-वाचंयमवृन्दवैद्यैश्च परिशोभिता ॥ ७ ॥

અર્થાત્—ત્યાં મનુષ્યોથી વ્યાપ્ત વારાણસી નામની સુંદર નગરી છે. જે ઉંચા કિલ્લા, ખાઈ, વાવડી, કુવા અને તળાવથી યુક્ત છે. તથા મંદિરો, જાતિ, (ચારે વર્ણ) વક્તા, હાથી, ઘોડા, વાણિયા, સાધુ-સમુદાય અને વૈદ્યોથી શોભે છે.

તેમાંજ વળી લખ્યું છે કે—

वापीवप्रविहारवर्णवनितावाग्मीवनं वाटिका
वैद्यो विप्रकवारिवादिविबुधा वेश्या वणिग्वाहिनी ।

विद्यावीरविवेकवित्तविनयो वाचंयमा वल्लिका
वस्त्रं वारणवाजिवेसरवरं राज्यं च वैः शोभते ॥ ८॥

અર્થ—વાવડી, વપ્ર (કિલ્લો), વિહાર (મંદિર), વર્ણ (ચારેજાતિ), વનિતા (સ્ત્રિઓ), વક્તા, વન, વૈદ્ય, વિપ્ર, વારિ (પાણી), વાદિ, વિબુધ (પંડિત), વેશ્યા, વણિક્, વાહિની

( નદી યા સેના ), વિદ્યા, વીર, વિવેક, વિત્ત, વિનય, વાચંયમ ( સાધુ ), વેલ, વસ્ત્ર, વારણ ( હાથી ), વાજિ ( ઘોડો ), વેસર ( ખચ્ચર ), આ પ્રમાણે વવાઓથી રાજ્ય શોભે છે.

ઉપરના બન્ને સ્થળે રાજ્યનું વર્ણન કરતાં પર્વતનો ક્યાંય ઉલ્લેખ નથી. જ્યારે નીચેના શ્લોકમાં 'વાહની' શબ્દથી નદીને શહેરની શોભા તરીકે ગણાવી છે બીજું રાજધાનીનું વર્ણન "ઔપપાતિક સૂત્ર" ( ઉવવાઈ સૂત્ર )માં પણ આવે છે. તેમાં અ ગદેશની રાજધાની ચમ્પાનું વિસ્તારથી વર્ણન આપેલું છે. તેમાં પણ પર્વતનો ક્યાય ઉલ્લેખ માત્ર નથી અને તે નદીના કિનારે હતી એમ બતાવ્યુ છે.

—ઉવાસગ૦ સાઓ–સંપા પી એલ વૈદ્ય પૃ૪ ૧૧૯-૨૦ ઈ સન્ ૧૯૩૦

આવી જ રીતે 'ઉપમિતિ ભવ પ્રપંચા કથા'માં પણ નગરીનું વર્ણન આવે છે

કૌટિલીય અર્થશાસ્ત્રમા પણ રાજધાનીના નગર વસાવવાનુ જે વર્ણન આવે છે તે વાંચો—

'અથવા રાજાએ પોતાના રાજત્વના સ્થાન (સમુદયસ્થાન) તરીકે પોતાના રાજ્યના મધ્યભાગમાં, કિલ્લેબ દીલાળુ એક, રાજધાનીનું નગર (સ્થાનીય) રાખવું; એને માટે કુદરતી રીતે ઉત્તમ ગણાય તેવા સ્થળમાં—એટલે કે નદીઓના સ ગમ આગળ,

નિરંતર વહેતા પાણીવાળા ઊંડા તળાવ કે સરોવરના કાંઠા ઉપર—એક ગોળાકાર કે ચતુષ્કોણ કે સમચોરસ આકૃતિનો દુર્ગ બંધાવવો અને તેને ફરતી, પાણીથી ભરેલી રહેતી એક કૃત્રિમ નહેર કરાવવી અને તેમાંથી જાવઆવ કરવા માટે જળમાર્ગ અને ભૂમિમાર્ગ પણ રચાવવા.'

—કૌટિલીય અર્થશાસ્ત્ર ગુજરાતી અનુવાદ પ્રકરણ ૩જું પૃષ્ઠ ૭૧.

'आपाद्य मतारो वा जनपदमध्ये समुदयस्थानं स्थानीयं निवेशयेत्। वास्तुकप्रशस्ते देशे नदी सङ्गमे हृदस्य वा अविशोषयाङ्के सरसस्तटाकस्य वा वृत्तं दीर्घं चतुरसं वा वास्तुकवशेन प्रदक्षिणोदकं पण्यपुटभेदनमसंचारिपथाभ्यामुपेतम्'।

—कौटिलीय अर्थशास्त्र (संस्कृत) प्रकरण २१, पृष्ठ ५१

— „ „ (बंगलानुवाद) तृतीय अध्याय पृष्ठ ५७

'વર્ણકસમુચ્ચય' ભાગ—૧ પૃષ્ઠ ૨૧ ઉપર નગરનું જે વિસ્તારથી વર્ણન આપ્યું છે, તેમાં પણ પર્વત ઉપર નગર હોવું જોઇએ, એવું લખેલું મળતું નથી.

"વૈશાલીની પાસે મોટું શહેર ન હોઇ શકે" એ લખવું, પણ માત્ર ભ્રમણા છે. જૂઓ કલકત્તાની પાસે હાવડા છે જ તેથી જ વશાલીની પાસે 'ક્ષત્રિયકુંડ, મોટી નગરીના રૂપમાં રહ્યું હોય તો એમાં કંઇ આશ્ચર્ય માનવા જેવું નથી.

"વર્ષો જતાં મગધરાજ કોણિક વૈશાલીને ભાંગે છે અને ગધેડાના હળથી ખેડાવી નાખે છે."

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૪૯

કલ્પસૂત્રમાં ૧૨૨ મા સૂત્રમાં ભગવાનના ચોમાસાઓનું વર્ણન કરતાં લખ્યું છે કે—ભગવાને વૈશાલી નગરી અને વાણિજ્યગ્રામની સાન્નિધ્યમાં બાર ચાતુર્માસ વીતાવ્યા. એ બારે ચાતુર્માસાઓનો ક્રમ આ પ્રમાણે હતો.

| ચાતુર્માસના વર્ષોની ક્રમ સંખ્યા | ચાતુર્માસનું સ્થાન |
|---|---|
| ૧૧ | વૈશાલી |
| ૧૪ | " |
| ૧૫ | વાણિજ્યગ્રામ |
| ૧૭ | " |
| ૨૦ | વૈશાલી |
| ૨૧ | વાણિજ્યગ્રામ |
| ૨૩ | " |
| ૨૮ | " |
| ૩૦ | " |
| ૩૧ | વૈશાલી |
| ૩૨ | " |
| ૩૫ | " |

૨૬ મુ ચાતુર્માસ મિથિલામાં કર્યું અને તે જ વખતે મગધ અને વજ્જીઓમા યુદ્ધ શરૂ થયુ ૨૭ મા ચતુર્માસ વખતે ગોશાલાનું મરણ થયુ અને યુદ્ધનો અત વાણિજ્ય ગામમાં થયેલા ૨૮ મા ચોમાસાની વખતે થયો

અહીં ખાસ ધ્યાન દેવા જેવી બાબત એ છે કે યુદ્ધ પૂરું થયા પછી પણ વાણિજ્ય ગામમા એક અને વૈશાલીમાં ત્રણ ચાતુર્માસ ભગવાને કર્યા જેમ કહેવામાં આવે છે તેમ જો **વૈશાલી યુદ્ધના વખતે જ સર્વથા નષ્ટ થઈ ગઈ હોત તો** ભગવાને જે પછીના ત્રણ ચોમાસા કર્યા તે કેવી રીતે કર્યા ? શું તે ચાતુર્માસ ખેતરો અને ખંડેરો ઉપર કર્યા કે શહેરની સમીપમા ? જો શહેરની સમીપમા કર્યા હતાં, તો એનો અર્થ એ જ છે કે વૈશાલી પૂર્ણ રૂપથી નાશ ન્હોતી પામી અને કદાચ નાશ પામી હતી તો તેને પાછી વસાવવામાં આવી હતી બીજુ ભગવતી સૂત્રમાં મગધ અને વજ્જીઓ વચ્ચે બે વખત લડાઇ થવાનુ વર્ણન આવે છે એથી જણાઈ આવે છે કે જો મગધ અને વજ્જીઓની લડાઈ બાર વર્ષ સુધી ચાલી તે બરાબર બાર વર્ષ સુધી નિરતર નથી ચાલી પરન્તુ વચ-વચમા બધ પડી ગઈ અને પાછી ચાલતી રહી અને એ કહેવતના રૂપમાં એવું પ્રચલિત થઈ ગયું કે- "લડાઈ કેટલા વર્ષ ચાલી ? તો કે બાર વર્ષ."

લડાઈઓમા વિધ્વસ અને પુનર્રચનાનું કાર્ય કેવી રીતે

કરવામાં આવે છે એનું ઉદાહરણ અમે ગત મહાયુદ્ધમાં સોવિયટ રૂસની જે હાલત થઈ હતી એનાજ ઉતારાથી સ્પષ્ટ કરીએ છીએ

## પહેલા નાશની સ્થિતિ તપાસો

"ખુશી અને પ્રસન્નતા અમારા જીવનનુ અગ બની ગયું હતુ. પરન્તુ લડાઈએ તે બધું નાશ કરી નાખ્યું. અમે જે કઇ બનાવ્યું અને રચ્યુ હતું તે બધુ ધૂળમા મળી ગયુ."

## હવે પુનર્નિર્માણની સ્થિતિ તપાસો

"આવી રીતે પોતાના પ્રયત્નોમાં કોઈ ઉણપ નથી રાખતા. અને પોતાના રાજ્યની મદદનો ઉપયોગ કરીને અમે યુદ્ધની પછીના પહેલા ચાર વર્ષોમાં જ, યુદ્ધના પહેલાના બાર વર્ષો દરમિયાન અમે જે ચીજોની રચના કરી હતી, તે બધાને ફરીથી સ્થાપિત કરી લીધી. એટલું જ નહિ પરતુ અમે એથી પણ વધારે આગળ વધીને અને અમારા જીવનનો માપ-દંડને યુદ્ધની પહેલાની અપેક્ષા તેથી પણ વધારે ઊચો ઊઠાવી લીધો.'

—સોવિયટ ભૂમિ, પાક્ષિક પત્રિકા, ન ૨૫.
અગસ્ત ૧૯૫૨ પૃ૦ ૧૧

સિદ્ધાર્થ ગજાનો "વિદેહ તરીકે પરિચય મળતો નથી"
ક્ષત્રિય કુંડ પૃષ્ઠ ૫૦

'વિદેહ' શબ્દથી સિદ્ધાર્થનો પણ બોધ થઇ શકે છે, જેમ જનકનો થાય છે, કેમ કે 'વિદેહનો' અર્થ વિદેહવાસી એવો થાય છે.

ક્ષત્રિયકુંડના લેખક ડા. જેકોબીના જે કથનને લઇને એ બતાવ્યું કે વૈશાલીમાં બૌદ્ધોનું વર્ચસ્વ (પ્રભાવ) ન હતું, એ માત્ર એમનો નિતાન્ત ભ્રમ છે. કારણ કે ડૉ. જેકોબીના કથનમાં કોઈ પ્રમાણ નથી. આગળ અમે ડૉ. જેકોબીના કથનનું પણ તેમના પુસ્તકથી ઉદ્ધરણ આપીએ છીએ. જેનું ક્ષત્રિયકુંડના લેખકે અનુકરણ કર્યું છે તેઓ લખે છે કે :—

"But the Gains Cherished the memory of the maternal uncle and patron of their prophet, to whose influence we must attribute the fact, that Vaisali ueed to be a stronghold of jainism, while being booked upon by the Buddhists as a seminary of. heresies and dissent "

—*Gaina Saturas, Part I. Introduction P. XIII.*

અર્થાત્—જૈન લોકોએ તેમના ભગવાન્‌ના મામા અને સંરક્ષક ( ચેટક ) ની સ્મૃતિ બનાવી રાખી હતી. કારણ કે આ તે ( ચેટક ) નો જ પ્રભાવ હતો કે વૈશાલી જૈનધર્મનું પ્રભાવશાલી કેન્દ્ર (Stronghold) બન્યું હતું. જ્યારે બૌદ્ધોની નજરમાં તે માત્ર એક 'પાખંડીઓનો મઠ' હતો.

ઉલટું વૈશાલીમાં બૌદ્ધોના પણ વર્ચસ્વનું નિમ્નલિખિત પ્રમાણ મળે છે.

'ભગવાન્ બુદ્ધ વૈશાલીના લિચ્છવિયોની સરખામણી ત્રાયસ્ત્રિંશ લોકના દેવો સાથે કરી હતી.

—'સંયુત્ત નિકાય' ભાગ-૧, ભૂમિકા, પૃષ્ઠ ૩

The Bhuddha once compared them to the gods of Tavatımsa.

—Dictionary of Palı Proper Names Vol; 11-299

अवलोकन करो भिक्षुओ ! लिच्छवियोंकी परिषद्को ।
अवलोकन करो भिक्षुओ ! लिच्छवियोंकी परिषद्को ।
भिक्षुओ ! लिच्छवि-परिषद्को त्रायस्त्रिंश (देव)-परिषद् समझो (उपसंहरथ)"

१-बुद्धचर्या—ई. सन् १९५२ पृष्ठ ४९४

२-दीघनिकाय अनुवाद ई. सन् १९३६ पृष्ठ १२९

According to the buddhist books, the Licchavis were devaut followeres of the Buddha and held him in the highest eteem.

—Dictionary of Palı Proper Names Vol. II 780

અર્થાત્ બૌદ્ધ ગ્રન્થો પ્રમાણે લિચ્છવિયો બુદ્ધના ભક્ત તેમજ અનુયાયીઓ હતા અને તેમનું ઘણુંજ સન્માન કરતા હતા.

ક્ષત્રિયકુંડના લેખક પૃષ્ઠ ૫૩ ઉપર વૈશાલીમાં બૌદ્ધધર્મનું

વર્ચસ્વ ન હોવામાં એક હેતુ એ પણ આપ્યો છે કે—
"ગૌતમ બુદ્ધે વૈશાલીમાં એક જ ચોમાસું કર્યું હતું."
પરન્તુ આ વાત સાચી નથી. બુદ્ધે વૈશાલીમાં એક નહિ પણ
બે ચોમાસા કર્યા હતા. એક પાંચમું અને બીજું ૪૬ મું,
અને તેઓ ત્યાં ઘણી વખત ગયા હતા. એથી કોઈએ એ
સમજવાની તો ભૂલ ન કરવી જોઈએ કે ત્યાં જૈનધર્મનો કોઈ
પ્રભાવ જ ન હતો. તેમનો તો ઘણો પ્રભાવ હતો જ પરન્તુ
સાથે બૌદ્ધોનો પણ હતો.

ત્રીજી વાત 'ક્ષત્રિય-કુંડ'ના પૃષ્ઠ ૫૩-૫૪ પર લેખકે
એ લખી છે કે-બુદ્ધે વૈશાલીને 'પાખંડીઓનો એક મઠ' કહીને
વર્ણવી છે. આના ઉત્તરમાં અમારે એજ કહેવું છે કે આ વાત
પણ—જે સ્વયં બુદ્ધના મુખથી બોલાવરાવી છે, અમને ઉચિત
નથી લાગતી. કારણ કે જે બુદ્ધે લિચ્છવિયોને 'ત્રાયસ્ત્રિંશ-દેવો'
ની ઉપમા આપી છે. તે જ મહાત્મા બુદ્ધે વળી પાછા કયારેક
તેજ લિચ્છવિયોના શહેરને પાખંડીઓનો મઠ કહે, એ વાત તો
અમારી બુદ્ધિમાં નથી આવતી. પોતાની બુદ્ધિથી જરા પણ વિચાર
કર્યા વિના બીજાનું આંધળુ અનુકરણ કરવાથી પ્રાયઃ આવી ભૂલો
થઈ જાય છે. એમાં જરા પણ આશ્ચર્ય નથી.

नायसडवणो उज्जाणं कल्पमञ्ज पत्र १९-१ सूत्र ११५

અહીં આ ઉદ્યાનનું 'જ્ઞાતખંડવન' નામ પડવાનું કારણ
એ છે કે 'ખંડ' કહે છે સમૂહને. અને આ 'વન' જ્ઞાત લોકોનું

હોવાથી એને લોકોએ 'જ્ઞાતખંડ વન' એવું નામ આપ્યું છે. એક જ પ્રકારના વૃક્ષો જેમાં હોય તે 'વન' કહેવાય છે.

આગળ પૃષ્ઠ ૬૨ માં લખે છે કે- ભગવાન્ મધ્યમ પાવામાં નિર્વાણ પામ્યા છે. ત્યાંથી વૈશાલી લગભગ ૮ યોજન (૬૫ માઈલ) અને લછવાડ પાસેનું ક્ષત્રિયકુંડ લગભગ ૪ યોજન ( ૩૬ માઈલ) થાય છે.'

પાવાપુરી કયાં હતી ? એ પ્રશ્નનો ઉત્તર અમે પ્રસિદ્ધ પુરાતત્ત્વાન્વેષક શ્રી કનિંઘમના શબ્દોમાં નીચે આપીએ છીએ.

" The distance between Kasia and Vaisali, by the route which I marched, is just 140 miles, but this was along the new straight lines which have been laid out by the British authorities. By the old winding native tracks the distance would have been much greater, or Certain not less than ( 160 miles )"

Ancient Geography of India. P. 494

બુદ્ધના અંતિમ વિહારમાં પાવા પછી કુશીનારા આવે છે, જેમકે- 'वैशालीसे कुशीनगरके लिये प्रस्थान किया । -उन्हें वैशालीसे क्रमशः भण्डग्राम, जम्बूग्राम, हस्तिग्राम, आम्रगाम, भोगनगर, पावा और कुशीनगर मिले थे ।—

—कुशीनगरका इतिहास पृष्ठ-१७

ડૉ. કનિંઘમ અને રાહુલ સાંકૃત્યાયન પહેલા કુશીનારા માને છે અને પછી પાવા આથી પરસ્પર વિરોધ ઉત્પન્ન થાય છે કે પહેલા પાવા કે પહેલા કુશીનારા ?

આ પરસ્પર વિરોધ એટલા માટે ઉત્પન્ન થયો કે

કનિંઘમે વર્તમાન પડરોનાને પાવા માન્યું છે, જે કુશીનગરની ઉત્તર-પૂર્વમાં છે, રાહુલ સાંકૃત્યાયને પણ આનું જ અનુસરણ કર્યું છે. જ્યારે દરઅસલ પાવા હોવું જોઈએ દક્ષિણ-પૂર્વમાં તો જ બુદ્ધના વિહારની સાથે એની સગતિ બેસી શકે છે. આના સમાધાનમાં કાર્લાઈલે અને બૌદ્ધ ભિક્ષુ ધર્મરક્ષિત જે સ્થાન બતાવે છે તે જ વાસ્તવિક પાવા છે જે કસિયા (કુશીનારા) થી પૂર્વ-દક્ષિણમાં લગભગ નવ માઈલ દૂર છે. જેને અત્યારે સઠિયાંવડીહ કહે છે સઠિયાંવડીહથી ફાજિલ-નગર ઉત્તર-પૂર્વમા અડધો માઈલ દૂર છે

ડૉ કનિંઘમે કુશીનારા અને વૈશાલી વચ્ચે નીચે પ્રમાણે અતર માન્યુ છે, સીધે રસ્તે ૧૪૦ માઈલ અને ચક્રાવાના રસ્તે ૧૬૦ માઈલ કુસીનારાથી પાવા ૯ માઈલ છે. તેથી નિષ્કર્ષ એનો એ છે કે વૈશાલીથી પાવા સીધે રસ્તે ૧૩૧ માઈલ અને ચક્રાવાના રસ્તે ૧૫૧ માઈલ હતી

દીઘનિકાય ભાષાંતરમા જે માનચિત્ર આપવામા આવ્યું છે, તે પણ ઠીક નથી. એમાં પહેલા કુશીનારા બતાવ્યુ છે અને પછી પાવા વિહાર ક્રમ જોતાં આ સ્થિતિ પણ બરાબર નથી. રાહુલ સાંકૃત્યાયને આ જે માનચિત્ર દોર્યું છે, તે પપઉરને પાવા માનીને દોરેલુ છે, તેથી તે પણ ઠીક નથી

ડૉ વિમલચરણ લૉએ જ્યોગ્રાફી ઓફ અર્લી બુદ્ધિઝમમાં જે માનચિત્ર આપ્યુ છે, તેમાં વૈશાલી, પાવા અને કુશીનારા બતાવ્યું છે, તે બરાબર ઠીક છે

અને કુશીનારાથી પાવા (દક્ષિણ-પૂર્વમાં) વર્તમાન માઈલના હિસાબે ૮૧ માઈલ ઉપર હતી. (કુશીનગરનો ઇતિહાસ પૃ. ૨૪). આ હિસાબથી વૈશાલીથી પાવા સીધે રસ્તે ૧૩૧$\frac{3}{4}$ માઈલ અને ફેરવાળા રસ્તે ૧૫૧ ૩/૪ માઈલ હતી. આજ પુસ્તકના પૃષ્ઠ ૨૫ ઉપર પાવાનગરનું યથાર્થસ્થાન આ પ્રમાણે આપ્યું છે.

"સઠિયાંવડીહ જ જૂનું પાવાનગર છે. જે કે કુશીનગરથી ૧૦ માઈલ દૂર પૂર્વ-દક્ષિણમાં છે. સઠિયાંવથી અડધો માઈલ ઉત્તર-પૂર્વમાં ફાજિલ-નગર છે, જે સઠિયાંવનો જ એક ભાગ છે."

-(કુશીનગરનો ઇતિહાસ પૃષ્ઠ ૨૫)

આજ પુસતકના પૃષ્ઠ ૨૦ ઉપર પાવાનુ અન્યત્ર હોવામાં નીચે પ્રમાણે આપત્તિ બતાવી છે. "આવી રીતે પાવા જૈનોનું મહાતીર્થ છે. પરન્તુ જૈનો આને ભૂલી ગયા છે. તેઓ અત્યારે વિહાર-શરીફથી આગ્નેય (દક્ષિણ-પૂર્વ ખૂણામાં) સાત માઈલ દૂર પાવાની સ્થિતિ બતાવે છે. અમને 'કલ્પસૂત્ર' થી જણાય છે કે પાવામાં જ્યારે મહાવીર-સ્વામી નિર્વાણ પામ્યા ત્યારે મલ્લોએ તેઓના સમ્માનમાં દીવાલી મનાવી હતી. જો વિહાર-શરીફની પાસે 'પાવા' માનવામાં આવે તો મલ્લો દ્વારા દીવાળી માનાવાનો કોઈ મેળ જ ખાતો નથી. બોદ્ધ ગ્રન્થો પ્રમાણે પણ આ ઠીક નથી લાગતું.

—કુશીનગરનો ઇતિહાસ પૃષ્ઠ ૨૦.

પાવા જૈનો (નિગંઠો-નિર્ગ્રન્થો)નું કેન્દ્રસ્થાન રહ્યું છે. એની પુષ્ટિ માટે જૂઓ-

Pava was also a centre of the Niganthas and, at the time mentioned above, Nigantha Nathputta had just died at Pava......

—Dictionary of Pali proper Names Vol. II Page 194.

આજ ગ્રન્થના પહેલા ભાગના પૃષ્ઠ ૬૫૪માં વૈશાલી કુશીનારાથી ૧૯ યોજન (૧ યોજન લગભગ ૮ા માઈલ બરાબર) અને પાવાપુરીથી ૧૮ યોજન આધે બતાવી છે. તેથી લછવાડ પાસેનું ક્ષત્રિયકુંડ અસલી નથી, માત્ર સ્થાપના-તીર્થ છે. વર્તમાન પાવાપુરી તીર્થ પણ અસલી નથી. કારણ કે વર્તમાન પાવા મગધમાં છે. જ્યારે ઉપરની (પ્રમાણોથી પ્રસિદ્ધ) પાવાપુરી મલ્લદેશમાં છે. ભ. મહાવીરના નિર્વાણના વખતે તે સમયના ચેટક મહારાજાના ૧૮ ગણ રાજાઓ (૯ મલ્લકી અને ૯ લિચ્છવી) ઉપરની પાવાપુરીમાં ભેગા થયા હતા. (જૂઓ કલ્પસૂત્ર, ૧૨૮) તેમાં લખ્યું છે કે— "नव मल्लई नव लेच्छई कासीकोसलगा अट्ठारसवि गणरायाणो..."

મગધરાજ કુણિકનું વીર-નિર્વાણ કલ્યાણકમાં નહિ આવવું પણ એ વાતને પુષ્ટ કરે છે કે જો મગધની અંદર આવેલી વર્તમાનમાં માનેલી પાવાપુરી જ ભગવાનની નિર્વાણ-પુરી હોત તો મગધરાજ કૂણિક સ્વયં નિર્વાણ-કલ્યાણક વખતે

હાજર થાત. અથવા પોતાના પ્રધાનોને પ્રતિનિધિ બનાવીને મોકલત. પરન્તુ એવું કોઈ પણ ગ્રંથમાં જોવામાં કે સંભળવામાં નથી આવ્યું. ઉલટું તે વખતે જ ૧૮ ગણરાજાઓ હાજર હતા અને જેઓએ ભૌતિક દિવાળી મનાવીને નિર્વાણકલ્યાણકનો ઉત્સવ કર્યો હતો તે બધા મલ્લો અને વજ્જી દેશના લિચ્છવિઓ હતા.

આગળ લેખક લખે છે કે–" તેથીજ ભ મહાવીર સ્વામીના નિર્વાણના સમાચાર રાજા નંદિવર્ધનને જલદી સવારે જ મળી ગયા હતા.

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૬૧

તેથી આ સંબંધમાં અમારું કહેવું એ છે કે–અહીં પાસે અને દૂરનો કોઈ પ્રશ્ન જ નથી રહેતો. કારણ કે જ્યારે ભગવાન્ અમાવાસ્યાની રાત્રિએ પ્રાતઃકાળમાં ચાર ઘડી રાત બાકી રહી ત્યારે નિર્વાણ પામ્યા. ત્યારે એ સમજવાની જરૂર છે કે તેમની પાસે કેટલા રાજાઓ હાજર હતા. બીજું તો કંઈ નહિ પરન્તુ એટલું તો નિશ્ચિત છે કે જે સ્થળે ભગવાને નિર્વાણ–પ્રાપ્ત કર્યું, તે સ્થળનો રાજા તો તેમનો જ ભક્ત હતો. અને એ પણ નિશ્ચિત છે કે રાજાઓની પાસે બધા પ્રકારના સાધનો હોય છે. તેઓ ઘોડેસવારોથી પણ ટપાલ મોકલી શકે છે. અને તેમાં સમય પણ કેટલો લાગે ! મુહમ્મદ બિન તુગલકના વખતમાં (૧૪ સદીમાં) ટપાલ લઇ જનારા ઘોડાઓ ૧૫ માઈલ અને મનુષ્યો ૭ માઈલ એક કલાકમાં ભાગતા હતા.

—જૂઓ પશુઓની ગતિના સંબધમાં અમે નીચેનું પ્રમાણ આપીએ છીએ.

૧—'અમારા જનાવરો' પૃષ્ઠ ૨૪ પુસ્તકના લેખકના મત પ્રમાણે ઘોડો દર કલાકે ૪૦ માઈલ ચાલી શકે છે ઘોડાની એક માઈલની રેસમાં ૧ મિનિટ અને ૪૨ સેકન્ડ લાગે છે, બાકી રેસના ઘોડાની ગતિ દર કલાકે ચાલીસ ગાઉ બતાવી છે.
૨—'કૌટિલ્ય અર્થશાસ્ત્ર' (ગુજરાતી) પૃષ્ઠ ૧૯૯ થી એ જણાય છે કે રથાશ્વ એક દિવસમાં ૬, ૯, ૧૨, યોજન સુધી અને પૃષ્ઠાશ્વ (ભાર ઉપાડનારા ઘોડાઓ) ૫, ૮, ૧૦ યોજન સુધી ચાલે છે. સન્દેશો લઈ જનાર કબૂતરોનું વર્ણન 'અર્થશાસ્ત્ર'માં આવે છે અને આજ કાલ પણ કબૂતરો ૯૫ માઇલ સુધી પણ ઉડતા જોવામાં આવે છે.

—જૂઓ 'હિન્દુસ્તાન સાપ્તાહિક' ૬ ફેબ્રુઆરી, ૧૯૫૫
૩—વિમલ પ્રબન્ધ, લાવણ્યસમય કૃત, (સંવત–૧૫૬૮) પૃષ્ઠ ૨૨૭ માં લખ્યુ છે કે—

> सायिइ सांढि पलाणी येय
> घडिया जोयण जाइ येय ॥ ६८ ॥

અર્થાત્—સાથે જે સાંઢણી ચાલી તેની ગતિ ૨૪ મિનિટમાં ૮ માઈલ હતી એટલે કે એક કલાકમાં ૨૦ માઈલ

Pattan has lwo forts, one of stone and of brick It lies in long 117 10', lat. 23 30, It

produces fine oxen that will travel 50 kos in half a day.

A in-1- Akabari vol II, page 249.

અર્થાત્—પાટણ (ઉત્તર-ગુજરાત) માં એવા સુંદર બળદો થતા હતા કે તે અડધા દિવસમાં ૫૦ ગાઉ ચાલતા હતા, સમ્રાટ અકબરની પાસે પણ લગભગ ૨૦ હજાર સંદેશ-વાહક કબુતરો હતા.

૫ "શત્રુની કે અરણ્યવાસી જાતિઓની ચળવળના સંબન્ધમાં (રાજાને) ખબર આપવાને અર્થે તેમણે રાજાથી પળાયેલા (કબૂતરો ગૃહ-કપોતો) તે ચિઠ્ઠીઓ સહ (મુદ્રા-યુક્ત) કરીને ઉડાડી મૂકવા, અથવા તો ધમાડો તથા અગ્નિની પરંપરા અનુક્રમ પૂર્વક ગોઠવીને તે દ્વારા ખબર પહોંચતા કરવા.

—કૌટિલીય અર્થશાસ્ત્ર (ગુજરાતી અનુવાદ) અનુવાદક જયસુખરાય જોશીપુરા એમ. એ. પ્રકરણ ૩૪મું પૃષ્ટ. ૨૧૧

—કૌટિલીય અર્થશાસ્ત્રમ્ (સંસ્કૃત) પૃષ્ઠ ૧૪૧

— „ „ (બંગલાનુવાદ) ખંડ ૧, પૃ ૧૭૭

કહેવાનો મતલબ એ છે કે—આજની માફક પૂર્વ સમયમાં પણ સન્દેશ-વાહક પશુ-પક્ષિઓ દ્વારા દૂર દેશમાં પણ જલદી ખબર પહોંચાડી શકાતી હતી. તો પછી જલદી સમાચાર મળવાથી અમુક સ્થાન પાસે હોવું જોઈએ, એ યુક્તિ નિ:સાર છે.

" આચાર્ય વિજયેન્દ્રસૂરિ મહારાજ દીઘનિકાયમાં બતાવેલ વૈશાલી, ભંડગ્રામ, હસ્તિગ્રામ અને જમ્બૂગ્રામમાના હસ્તિગ્રામને અસ્થિકગ્રામ તરીકે માને છે, જે ચોકખો શબ્દ-ભ્રમ જ છે "

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૪૫

લેખક ઉપર જેને ચોકખો શબ્દ ભ્રમ લખે છે, તેજ વાત લેખકના ઉતાવળપણાને કારણે બુદ્ધિ વિભ્રમને જણાવે છે જો એમને બુદ્ધિ વિભ્રમ ન થયો હોત તો તેઓ આવુ ન જ લખત

કારણકે—જેમ મે મારી ' વીર-વિહાર-મીમાસા ' નામક પુસ્તકમાં પૃષ્ઠ ૪ ઉપર લખ્યુ છે તેમ—" यही हत्थिगाम सम्भवतः अस्थिकग्राम है। बौद्ध ग्रन्थो में वर्णित हत्थिगाम और जैन साहित्य में वर्णित अस्थिक ग्राममें थोडासा उच्चारण भेद है। परन्तु दोनों साहित्योंमें इसे विदेहदेशके अन्तर्गत तथा वैशाली के निकट होना बताया है।

ઉપરોકત પુસ્તકના ત્રીજા પૃષ્ઠ ઉપર વળી લખ્યુ છે કે—
" सोमवशी भवगुप्त प्रथमके ताम्रपत्रमें जो हस्तिपद नामक स्थान आया है वह भी समवतः हत्थिग्राम है।"

આજ વાતની પુષ્ટિમા શ્રીદિનેશચન્દ્ર સરકાર અને પી. સી રથ ' ઈંડિયન હિસ્ટોરીકલ ક્વાર્ટર્લી'ના ભાગ ૨૦, અંક ૩ પૃષ્ઠ ૨૪૧ ઉપર લખે છે કે—

Hastipadı is mentioned ın a number of reeords as the orıginal home of some Brahmana familıes Its ıdentıfication ıs uneertaın, but ıt remınds one of the Celeprated Hastıgram near Vaısalı ( modern Research ın the Muzaffarpur dıstrıct, North Bıhar )

આ હસ્તિપદ અથવા હસ્તિગ્રામનું અસ્તિત્વ ઈ સન્‌ની નવમી શતાબ્દિ સુધી હતુ. કારણ કે શૈલેન્દ્ર વંશીય રાજા બાલપુત્રદેવના કહેવાથી દેવપાલ રાજાએ નાલન્દા વિશ્વવિદ્યાલયને જે પાંચ ગામો ભેટ આપ્યા હતા. તેમાં હસ્તિ (હસ્તિગ્રામ) પણ એક હતું. દેવપાલનો રાજ્યકાળ ઈ સન્ ૮૧૦–૮૫૦ છે. અને પોતાના રાજ્યકાળ દરમિયાન જ તેમણે પાંચ ગામો ભેટ આપ્યા હતા. અને તે પાંચ ગામોમાંથી નાલિકા અને હસ્તિ (હસ્તિગ્રામ)નો તામ્રપત્રમાં સ્પષ્ટ ઉલ્લેખ કરે છે

જુઓ–હિસ્ટ્રી ઓફ બેંગાલ વોલ્યુમ ૧ સંપા. આર. સી. મજૂમદાર પૃષ્ઠ ૧૨૧, ૧૭૬.

સાક્ષર શ્રીયુત વિશ્વનાથ પ્રસાદ મિશ્ર, બ્રહ્મનાલ કાશીથી પોતાના એક પત્ર તા ૨૫–૮–૪૬માં લખે છે કે–

"બૌદ્ધ ગ્રન્થોનું 'હત્થિગ્રામ' અને જૈનવાઙમયનું 'અસ્થિગ્રામ' એક જ છે. વાસ્તવમાં ઉચ્ચારણ ફરકને લીધે જ 'અસ્થિક'નું 'હત્થિ' થઈ ગયુ છે ભાષા વિજ્ઞાનના આધારે આ પૂર્ણતયા પ્રમાણિત છે. સંસ્કૃત 'अस्थि' શબ્દનું પહેલાં

'अट्ठी' થાય છે અને પછી હટ્ટી બની જાય છે. શરૂઆતમાં આવેલા 'અ'ને ઠેકાણે 'હ' બોલાનો ઘણે ઠેકાણે જોવામાં આવે છે. 'ઓષ્ઠ'નું 'હોઠ' થઇ જાય છે. 'અમીર'નું 'હમીર' થઈ જાય છે.''

આથી એ સ્પષ્ટ જણાઈ આવે છે કે હસ્તિગ્રામ અને અસ્થિકગ્રામ જુદા જુદા નથી પરન્તુ એક જ ગામના નામ છે.

"हस्तिग्राम विहार प्रान्तके हथुवासे ८ मील पश्चिम शिवपुरकोठीके पास था। आजकल उसके नष्टावशेषको हाथीखाल कहा जाता है। बुद्ध काल में यह हस्तिग्राम वज्जी-देशमें पडता था।

कुशीनगरका इतिहास पृष्ठ-१७

હાથીઆવ એ વજ્જી દેશમાં નથી કારણ કે વજ્જી દેશ પશ્ચિમમાં ગંડકી નદી સુધી જ છે. જ્યારે આ હાથીઆલ તો પશ્ચિમ દિશામાં ગંડકી નદીથી ચાલીસ માઈલ દૂર છે. એટલે ઉપરના બન્ને લેખકોનું લખવું ઠીક નથી. બીજી વાત હાથીઆલ તો કોશલ-દેશમાં હતું અને હસ્તિગ્રામ વજ્જી દેશમાં હતું એટલે એ બન્ને—હાથીઆલ અને હસ્તિગ્રામની શી તુલના ?

" લછવાડથી અગ્નિખૂણે ૨ માઈલ પર બહુરંગા અને ૨ા માઇલ પર (બસહુટ્ટી) ગામો છે."

—ક્ષત્રિયકુંડ પૃ ૯

"કદાચ કલ્પના કરીએ તો પણ કુંડગ્રામને સ્થાને વાસુકુંડ બન્યું છે, એમ માનવા કરતાં વૈશ્યગ્રામને સ્થાને વાસુકુંડ બન્યું છે, એમ માનવું વધુ તર્ક–સંગત છે."

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૩૫

"ક્ષત્રિયકુંડ અને વાસુકુંડ એ બન્નેમાં 'કુંડ' શબ્દનું સામ્ય છે, પરન્તુ ઈતિહાસ સિદ્ધ અને પ્રસિદ્ધ એવા કુંડપુર કે ક્ષત્રિયકુંડને સ્થાને વાસુકુંડ એવું નામ પડે એ કોયડો અણ ઉકેલ બની જાય છે. વાસુકુંડ તે ક્ષત્રિયકુંડ નહિ પણ વૈશ્યગામ હોય એ વસ્તુ વધુ તર્ક સંગત છે."

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૪૫

"લચ્છવાડથી અગ્નિખૂણામાં બસણુટ્ટી ગામ છે, તેને વૈશાલીના બનિયા ગામ સાથે સરખાવી શકાય. સંભવ છે કે તે એક સમયે વૈશ્યપટ્ટન હશે.

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૪૭

અહીં આ લેખક ખરેખર ભીંત ભૂલ્યા છે. લેખકે લછવાડને વૈશાલી કલ્પીને આ બધા કલ્પનાઓના ઘોડા દોડાવ્યા છે. પરન્તુ લછવાડ લિચ્છવિઓની રાજધાની ન હતી એનો પ્રતિવાદ તો અમે પહેલાજ કરી આવ્યા છીએ. કે લિચ્છવિઓની રાજધાની વૈશાલી હતી. વૈશાલી (વર્તમાન બસાઢ) થી લચ્છુઆડ લગભગ ૯૧ માઈલ દૂર છે અને બસાઢ (વૈસાલી) થી ગંગા લગભગ ૨૫ માઇલ દૂર છે. બીજી વાત ગંડકી નદી

હિમાલયના ધવલગિરિ નામના શિખરની ખીણુમાં રહેલા દામોદર કુંડમાંથી નિકળે છે, જેને સપ્ત ગંડકી પણ કહે છે. ગંડકી નદીના પ્રાચીન નામો નારાયણી, શાલિગ્રામ અને સદાનીરા છે, અને એની લંબાઇ ૧૯૨ માઈલ છે. એથી લચ્છુઆડની પાસે આપની માનેલી ગંડકી નદી નથી પરન્તુ બહુઆર નામની નદી છે જેની લંબાઈ આઠ—નવ માઈલ છે.

ત્રીજી વાત બસયુદ્દી ગામને તેઓ વૈશાલી પાસેના બનિયાગામ સાથે સરખાવે છે પરન્તુ બનિયા ગામ તો ગંડકી નદીની પશ્ચિમમાં હતું, જે બદલાઈ જવાથી એની પૂર્વમાં આવી ગયું છે આ પ્રવાહો કેવી રીતે બદલાઈ જાય છે, એનું વિવેચન અમે પહેલા કરી ચુકયા છીએ. પછી લચ્છુઆડની પાસે આ બનિયા ગામ કેવી રીતે આવી શકે ! ચોથી વાત અમે એમ નથી કહેતા કે ક્ષત્રિયકુંડમાંથી વાસુકુંડ નિકળ્યું છે. પરન્તુ ક્ષત્રિયકુંડને સ્થાને વાસુકુંડ નામ પ્રચલિત થઈ ગયું છે નામોમાં કેવી રીતે રૂપાન્તર થઈ જાય છે. તે માટે મેં મારી જ જન્મભૂમિનું ગામ જે પહેલાં હેમનગરના નામથી ઓળખાતું હતું 'સનખતરા' નામમાં કેવી રીતે પરિવર્તન થઈ ગયું એનું દૃષ્ટાન્ત પહેલાં લખી આવ્યા છીએ. એટલે લેખકે લચ્છુઆડને વૈશાલી, બહુઆર નામની નદીને ગંડકી, વૈશ્યગ્રામને વાસુકુંડ, ક્ષત્રિયકુંડને વૈશ્યગ્રામને અને બસયુદ્દીને બનિયાગ્રામ માનીને એક એવી જાળ ઉભી કરી કે તેઓ સ્વયં ફસાઇ ગયા અને ગોરખ

ધંધામાં પડી ગયા છે. આ રીતે જો લેખકનું ચાલત તો તેઓ આખા વિદેહ દેશને લચ્છુઆડમાં લાવીને મૂકી દેત અને ઐતિહાસિકામાં પોતાનું નામ ' અમર ' બનાવી દેત.

વળી લેખક આગળ લખે છે—

" તેની અને કોલવાની વચ્ચે કર્મારગામ, નદીનો જળમાર્ગ અને સ્થળમાર્ગ હોવા જોઈએ તે નથી, માત્ર સ્થળમાર્ગ છે."

—ક્ષત્રિયકુંડ પૃષ્ઠ ૬૩

" तत्र च पथद्वयम्—एको जलेन, अपरः स्थल्यां तत्र भगवान् स्थल्यां गतवान्, गच्छंश्च दिवसे मुहूर्तशेषे कर्मारग्राममनु प्राप्तः हारिभद्रीय टीका —पृष्ठ १८८

—ક્ષત્રિયકુંડ, પૃ ૮૯.

ગામનું સાચું નામ કોલવા નહીં પરન્તુ કોલ્લુઆ છે.

બીજી વાત એ છે કે– અઢીહજાર વર્ષ પહેલાની વાતની સાથે આજની વાતને બંધ બેસતી કરવી એતો સાવ નિરર્થક છે. નદીના વ્હેણો કેવી રીતે બદલતા રહે છે, એનું પ્રતિપાદન અમે પહેલા જ કરી ચુક્યા છીએ. બનારસથી રામનગર જવા માટે જેમ બે માર્ગો છે. એક પાણી રસ્તે નાવ દ્વારા અને બીજો પુલ ઉપર થઈને તેવીજ રીતે કોટા અને કનાડી ગામ વચ્ચે પણ જળમાર્ગ અને પુલમાર્ગ એમ બે રસ્તાઓ છે.

તેવીજ રીતે કલકત્તા અને હાવડાની વચ્ચે પણ જલમાર્ગ અને પુલમાર્ગ છે. એમ તે વખતે પણ કર્મારગ્રામ જવા માટે બે માર્ગો હતા એક જલ માર્ગ અને બીજો પુલદ્વારા સ્થળમાર્ગ. એટલે બુદ્ધિથી વિચાર કરીએ તો આજ અર્થ વધારે ઉચિત લાગે છે. જેમ આજે પુલો બંધાય છે તેમ તે વખતે પણ પુલો બંધાતા હતા. જેવો પાઠ મળ્યો તેવોજ અર્થ કરવો તે ઉચિત નથી. પરન્તુ પ્રકરણને અનુકૂળ સંગત પાઠનો અર્થ કરવો એમાં જ બુદ્ધિમત્તા રહેલી છે. એટલે અમે અહીં એનો બંધ બેસતો પાઠ અને તેનો અર્થ આપીએ છીએ જે સુસંગત છે.

"कर्मारग्राममानयेति वाक्यशेषः । तत्र च पथद्वयम् एको जलेनापरः पाल्या । तत्र च भगवान् पाल्या गतवान्, गच्छंश्च दिवसे मुहूर्तशेषे कर्मारग्राममनु प्राप्तः तत्र च प्रतिमायां स्थितः ।"

—मलयगिरीय आवश्यक टीका भाग १, पत्र २६७।१।

અર્થાત્—'કર્મારગ્રામ જવા માટે આટલું વાક્ય જોડવું ત્યાં જવા માટે બે માર્ગ છે. એક પાણીથી અને બીજો પુલ ઉપર થઈને. આમાંથી ભગવાન્ પુલ ઉપર થઈને ગયા. જતાં જતાં જ્યારે મુહૂર્ત જેટલો દિવસ બાકી રહ્યો ત્યારે કર્માર ગામમાં પહોંચ્યા અને ત્યાં નિશ્ચલ બની ધ્યાનમાં સ્થિર થઈ ગયા.

કેટલીક પ્રતિઓમાં पाल्या ને ઠેકાણે स्थल्यां એવો પાઠ

મળે છે, પરન્તુ पाल्या પાઠ ઠીક લાગે છે. અમારી પાસે જે હસ્તલિખિત 'હરિભદ્રીય આવશ્યક વૃત્તિ'ની પ્રતિ છે, તેમાં 'पाली' લખ્યું છે, એવી જ રીતે અમારી 'આવશ્યક નિર્યુક્તિ અવચૂર્ણિ'ની હસ્તલિખિત પ્રતિના ૨૩મા પત્રમાં પણ 'पाली' જ લખ્યું છે.

હરિભદ્રસૂરિની છપાયેલી ટીકામાં સ્થલ્યાં પાઠ છે, પરન્તુ અમારી પાસે હરિભદ્રીય આવશ્યક વૃત્તિની પ્રતિ છે તેમાં पाली લખ્યું છે. એવી જ રીતે અમારી આવશ્યક નિર્યુક્તિ અવ ચૂર્ણીની હસ્તલિખિત પ્રતિના ૨૩મા પત્રમાં પણ पाली જ લખ્યું છે.

શબ્દકોષો પ્રમાણે હવે અમે 'पाली'નો અર્થ આપીએ છીએ:—

१—पाल्या-सेतौ—'अभिधानचिन्तामणि' भाग १, पृष्ठ ३८५

२—पाली-सेतौ—शब्दार्थचिन्तामणी भाग ३, पृष्ठ १४२

३. पालि—Bridge-Sanskrit-English Dictionary by Monier-Williams page 633, Sanskrit Eng Dict, by APTE Page 615

४ पाली—Bridge pali-End Dictionary, page 78.

५—पाली—बांध, पुल 'वृहत् हिन्दी कोश' पृष्ठ ७८८
६—पाली—नदी वगेरेनी पाळ 'शब्दरत्नमहोदधि' भाग-२ पृष्ठ १३५७

"આગળ લેખક લખે છે કે "જૂઓ શ્રીમતી સ્ટીવ-ન્સનનું 'હીસ્ટ્રી ઓફ જૈનિઝમ' પૃષ્ઠ २१-२२"

-क्षत्रियकुंड पृष्ठ ७८.

ઉપર જે પુસ્તકનું નામ આપવામાં આવ્યું છે, તે ઠીક નથી. તે આ પ્રમાણે જોઈએ —'હાર્ટ ઓફ જૈનિઝમ'

ગામોના નામો સંબંધમાં પણ લેખકે ઘણો ગોટાળો કર્યો છે. તેની શુદ્ધાશુદ્ધિ અમે નીચે આપીએ છીએ.

અશુદ્ધ નામ — શુદ્ધ નામ

કાવકોલા-(ક્ષત્રિયકુંડ પૃષ્ઠ-૭) કૌઆકોલ-

જૂઓ-માનચિત્ર ૭૨ એચ-૧૩(ગયા જિલાદર્પણ પૃષ્ઠ. ૪૫)

કમારગ્રામ-(ક્ષત્રિયકુંડ પૃ ૮) કુમારગ્રામ—

—જૂઓ માનચિત્ર ૭૨-એન-૧

કૌવા કુલામ-(ક્ષત્રિયકુંડ પૃ. ૮ કૌઆકોલ-

જઓ માનચિત્ર ૭૨-એલ—૧

કોનાગ-( ક્ષત્રિયકુંડ પૃષ્ઠ, ૯ ) કોલ્હના-

બહરંગા-( ક્ષત્રિયકુંડ પૃષ્ઠ-૯ ) બહરામા-

—લચ્છુઆડની પાસે

બીજું બસઆડ્રી ગામ તમારી માનેલી ગંડકી નદીથી પૂર્વ દિશામાં પડે છે. જ્યારે વાણિયાગ્રામ મૂળ ગંડકી નદીની પશ્ચિમ-દિશામાં છે. એટલે એ રીતે પણ બસઆડ્રી અને વાણિયાગ્રામની કોઈ સામ્યતા નથી.

ક્ષત્રિયકુંડના નકશામાં લેખકે જે ભૂલ કરી છે તે આ છે– તેમાં દેવસ્થાન પર્વતના શિખરની ઊંચાઈ સમુદ્રતલથી જે ૧૨૬૯ ફૂટ લખી છે, તેને બદલે ૧૨૬૮ ફૂટ જોઇએ. અને શિખરનું નામ પણ ઈરખાર નહી પરન્તુ એરઆર જોઇએ.

—જૂઓ માનચિત્ર ૭૨–એલ. એ.

શાસ્ત્રોના આધારે આપણે વિચાર કરીએ તો–કલ્પસૂત્રના સૂત્ર ૯૬માં એકવાર. ૧૦૦માં બે વાર. ૧૦૧માં એકવાર અને ૧૧૫માં એકવાર એમ પાંચ સ્થળોએ કુંડપુરનો ઉલ્લેખ આવે છે. એવી જ રીતે આવશ્યક ચૂર્ણિ– જિનદાસ ગણિ મહત્તરે બનાવેલી છે તેમાં પણ અનેક સ્થળોએ કુંડગામનો ઉલ્લેખ થયેલો છે. તે માટે નીચેનો પાઠ ખાસ ધ્યાન દેવા યોગ્ય છે– जेट्टा कुंडगामे वद्धमाणसामिणो जेट्ठस्स नंदिवद्धणस्स दिण्णा पू. आवश्यक चूर्णि उत्तरार्ध पृष्ठ १६४। અર્થાત્ ચેટક રાજાની જ્યેષ્ઠા પુત્રીને કુંડગ્રામ રહેલા શ્રીવર્ધમાન સ્વામીના મોટા-ભાઈ નંદિવર્ધનને આપી. આ કુંડપુરનો નામાન્તર 'ક્ષત્રિયકુંડ' હતો. અને કુંડપુર વિદેહ દેશમાં આવ્યું હતું એમ દિગમ્બરોએ ઘણુ સ્પષ્ટ લખ્યું છે. અને આપણે ત્યાં તો છે જ.

જેઓ એમ કહે છે કે 'ભગવાન્ મહાવીર પછી દિગમ્બરીય ચારિત્ર–ગ્રન્થોનો પ્રારંભકાલ દોઢેક હજાર વર્ષ પછી શરૂ થાય છે તેમને ખરી રીતે દિગમ્બરીય ચારિત્ર ગ્રન્થોના સમયનું જ્ઞાન જ નથી એમ કહી શકાય. દાખલા તરીકે દિગમ્બરીય આચાર્ય પૂજ્યપાદે વિક્રમની પાંચમી શતાબ્દિમાં 'દશ-ભક્તિ' નામનો ગ્રન્થ બનાવ્યો છે. જેમાં 'કુંડપુર' શબ્દનો ઉલ્લેખ આવે છે. એવી જ રીતે આચાર્ય જિનસેન અને આચાર્ય ગુણભદ્રે કે જેઓ વિક્રમની આઠમી શતાબ્દિમાં થયા છે, અને જેઓએ ક્રમશ હરિવંશપુરાણ અને ઉત્તરપુરાણ નામના ગ્રન્થો બનાવ્યા છે એમાં 'કુંડપુર'નો ઉલ્લેખ કરેલ છે પછી તમે કયા આધારે દિગમ્બરીય ચારિત્ર ગ્રન્થોનો પ્રારંભકાલ દોઢેક હજાર વર્ષ પછી માનો છો ? ઉપરોક્ત દિગમ્બર–ચારિત્ર ગ્રન્થો નથી શું ? અથવા આ ઉતાવળીયું અનુમાન તમારી રાગસવૃત્તિ પ્રકટ નથી કરતી શું ?

બીજી વાત નેમિચન્દ્રસૂરિ જેઓએ પ્રાકૃતમાં 'મહાવીર ચરિય' રચ્યું છે, તેઓ શ્વેતામ્બર છે. અને આપે પણ આપના બનાવેલા 'જૈન પરંપરાનો ઇતિહાસ' પૃષ્ઠ ૪૦૧ ઉપર તેમનો ઉલ્લેખ કર્યો છે, પછી અહિં આપે એમને દિગમ્બર કયાંથી બનાવી દીધા ? કેટલીયે અસંગતિઓ આપના લખાણમાં સ્થળે સ્થળે જોવાય છે, જે વિચારણીય છે.

માહણકુંડગ્રામને કોઈ ઠેકાણે બ્રાહ્મણગ્રામ તરીકે લખ્યું

નથી. જ્યાં જ્યાં શાસ્ત્રોમાં એનો ઉલ્લેખ આવ્યો છે ત્યાં માહણકુંડગ્રામ તરીકે જ આવેલો છે. અને પં. સૌભાગ્યવિજયજી પણ પોતાની તીર્થમાળામાં 'માહણકુંડગ્રામ' જ લખે છે. અને સાથે લખે છે કે હાલમાં તે ગામ નથી જ. વર્તમાનમાં તમે જે 'માહણા'ને માહણકુંડગ્રામ કહો છો અને તેને બ્રાહ્મણ ગ્રામનો આશ્રય લઈને ક્ષત્રિયકુંડની સાથે ભેળવી દ્યો છો તે ક્યાં સુધી ઉચિત છે? અને તમારા માનેલા માહણા તમારા માનેલા ક્ષત્રિયકુંડથી કઈ દિશામાં છે? તેનો જરા અભ્યાસ કરી લેશો.

અન્તમાં—મારા આ કાર્યમાં એક યા બીજી રીતે જે જે મહાનુભાવોએ મદદ કરી છે, તેમને ધન્યવાદ આપવો પણ નહીં ભૂલી શકું. સૌથી પ્રથમ મહામહિમ ડા. રાજેન્દ્રપ્રસાદજીનો આભારી છું કે જેઓએ હિન્દી આવૃતિમાં અમુલ્ય અભિપ્રાય આપી પુસ્તકનો ગૌરવ વધાર્યો છે. પ્રેસકોપી કરવામાં અને પ્રૂફ સુધારવામાં પંડિત શ્રીયુત અમૃતલાલ તારાચંદ દોસી, જરૂરી પુસ્તકો મેળવવામાં અને બાકીના બધા કાર્યોમાં નિરંતર સહાયતા કરનાર શ્રીયુત કાશીનાથ સરાક, પુસ્તક છપાવવામાં આર્થિક સહાય કરનાર વેરાવળ નિવાસી ઉદારદિલ શ્રેષ્ઠિવર્ય શ્રીયુત હરિદાસ સૌભાગ્યચંદ તથા તે તે મહાનુભાવો અને સંસ્થાઓને જેઓએ પુસ્તક લખવામાં તેમજ પુસ્તકો વડે સહાયતા કરી છે તેમને અંતઃકરણથી આશીર્વાદ આપું છું તેમજ શ્રીયુત ડૉ. વાસુદેવ શરણ એમ. એ. પી. એચ. ડીને

પણ નહીં ભૂલી શકું કે જેમણે હિન્દી 'વૈશાલી' પુસ્તકની પ્રસ્તાવના લખી આપી પુસ્તકની શોભામાં વધારો કર્યો હતો.

એ કહેવાની ભાગ્યેજ જરૂર છે કે આ પુસ્તક હિન્દી 'વૈશાલી'ના પરિવર્દ્ધિત બીજા સંસ્કરણની આવૃત્તિ છે.

પ્રાન્તે હું વાચકોને એ અનુરોધ કરીશ કે તેઓ પુસ્તક વાંચતા જે કંઈ ત્રૂટિ જોવે, તે મને લખી મોકલે, જેથી હું તેને બીજી આવૃત્તિમાં સુધારી શકું. હું જે કંઈ લખુ છું, તે બધું ત્રૂટિ રહિત જ છે, એમ હું નથી માનતો. એટલે મારા લખવામાં જે કંઈ સ્ખલનાઓ જોવામાં આવે તે તરફ મારૂં ધ્યાન દોરે હું તેઓની સૂચનાઓ ઉપર ખાસ ધ્યાન આપીશ. કારણ કે હું પણ છદ્મસ્થ છું. શાસનની સેવા કરવી મારો ધર્મ છે. એ ભાવનાથી જ મેં આ પુસ્તક લખ્યું છે.

: સ્થળ<br>શેઠ ભોગીલાલ લહેરચંદ<br>ટોપહીલ બંગલો, મર્જબન રોડ<br>અંધેરી મુંબઈ નં. ૪૧<br>સંવત્ ૨૦૧૪ ફાગણ શુદિ પૂર્ણિમા<br>ધર્મ સવત્ ૩૬

વિજયેન્દ્રસૂરિ



# બે બોલ

ઇતિહાસ તત્ત્વ મહોદધિ જૈનાચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરીશ્વરજી મહારાજ આજે લગભગ ૬૦ વર્ષથી જૈન-શાસન અને જૈન-સાહિત્યની મહાન્ સેવા કરતા આવ્યા છે સમાજ તેમની આ મહાન્ સેવાઓથી સુપરિચિત નથી એ આશ્ચર્યની વાત છે. તેનું એક કારણ એ પણ છે કે તેમની એ સેવાઓને તેઓશ્રીએ પોતાના ગુરુદેવના નામે ચડાવી છે. પોતાના મહાન્ વ્યક્તિત્વને તેમણે ગુરુની સેવામા જ સમાવી દીધું હતું. જગત્ પૂજ્ય શાસ્ત્રવિશારદ મહાત્મા વિજયધર્મસૂરિજીએ તે વખતે જૈન સમાજના સર્વ ક્ષેત્રોમા જે અપૂર્વ ક્રાન્તિ લાવ્યા હતા, અને પાશ્ચાત્યના પ્રકાંડ વિદ્વાનોને જૈનધર્મ પ્રતિ આકર્ષિત અને અનુરાગી બનાવ્યા હતા તેમાં ખાસ પીઠબળ તેમના આ પ્રધાન-શિષ્ય આચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિજી મહારાજનું જ હતું. અને પોતાની બધી શક્તિઓને ગુરુની સેવામા સમર્પણ કરીને શિષ્ય તરીકેનું એક ઉજ્જવલ ઉદાહરણ તેમણે જગત્ સમક્ષ મૂકયુ છે.

અન્તમા ગુરુદેવની કૃપાથી વર્તમાનમાં પણ શાસનની સેવામા નિરંતર લાગી રહ્યા છે. આચાર્યશ્રીજી લગભગ પચાસ વર્ષોથી સસ્થાઓનું પણ કાર્ય કરતા આવ્યા છે. અન્તમાં વિશેષ લાભનો અભાવ જોઈ ઉદાસીન થઇને માત્ર સાહિત્યિક કાર્યમા જ તેમણે હમણા પોતાનું બધુ લક્ષ્ય કેન્દ્રિત કર્યું છે. એ દૃષ્ટિથી તેમનુ આ પહેલું કાર્ય થશે પ્રારંભમા એમના હૃદયમા એ મહાન્ ઇચ્છા હતી કે શિવપુરીની સસ્થા જગતમા પોતાની યોગ્યતાના કારણે પ્રથમ નંબરની સસ્થા બને પરન્તુ સહાયકોની સમજવાની અશક્તિ પ્રબન્ધકોની અવ્યવસ્થા અને અસ્પષ્ટતાને લીધે આચાર્યશ્રીજીએ પોતાની ભાવનાને બીજી તરફ વાળીને લગાવી દીધી ખરી રીતે જોવામાં આવે તો આચાર્યશ્રીજીએ સસ્થાને આગળ લઈ જવા માટે કોઇ

વાત બાકી ન રાખી પોતાના સાહિત્યિક કર્મને પક્ષો લગાડીને પણ તેમણે સંસ્થાની ઉન્નતિ માટે શક્ય બધા પ્રયત્નો કર્યા. પરન્તુ અંતમાં ઇચ્છિત પરિણામ નહીં આવવાથી આ માર્ગ લીધો.

જેઓ ઇતિહાસના પ્રારંભિક વિદ્યાર્થીઓ પણ ન હતા તેમને પણ ઉદારતા પૂર્વક જગતની સમક્ષ ઐતિહાસિક વિદ્વાન્ તરીકે ગણાવ્યા છે. એ આચાર્યશ્રીજીની જ કૃપાનું ફલ હતું કે (૧) સૂરીશ્વર અને સમ્રાટ ઐતિહાસિક સજ્ઝાયમાળા ભાગ. ૧ (૩) ઐતિહાસિક રાસ સંગ્રહ ભાગ-૪, અને (૪) જૈન શિલાલેખ સંગ્રહ ભાગ-૧ તથા બીજા ઐતિહાસિક લેખો લખવામાં લેખકો સમર્થ થયા હતા. એથી જ આપ અનુમાન કરી શકો છો કે આચાર્યશ્રીજીનો શાસનની પ્રતિ કેટલો અનુરાગ છે, પરન્તુ એમનાથી જ ઇતિહાસનું જ્ઞાન પ્રાપ્ત કરીને એમના જ પ્રત્યે કૃતઘ્નતા બતાવવામાં તેઓએ કંઇ પણ કસર નથી રાખી. આચાર્યશ્રીજીએ સાહિત્યના ક્ષેત્રમાં ક્યારેય પણ પૌર્વાત્ય અને પાશ્ચાત્યનો ભેદ નથી રાખ્યો જેઓ તેમની પાસે આવ્યા તેમને ઉદાર હાથે સહાયતા કરી છે. "ડૉ હર્ટલ, ડૉ. જેકોબી, ડૉ. એફ ડબલ્યુ થોમસ, ડૉ ટેસીટોરી, ડૉ. સ્ટીનકોનો, ડૉ. એ ગેરીનો, ડૉ બેલોની ફીલીપી, ડૉ. નોર્મન બ્રાઉન, ડૉ. સી એચ. ક્રૌઝે પી. એચ. ડી. (શ્રીમતી સુભદ્રાદેવી) વગેરે વિદ્વાનો પણ આચાર્યશ્રીજીના ઋણી છે કે જેઓની સાહિત્યિક પ્રવૃત્તિઓને વેગ આપવા આચાર્યશ્રીજીએ ભરસક કોશિશ કરી છે. તે માટે અમે અહીં માત્ર ડૉ. હર્ટલનો અભિપ્રાય ટાંકીશું જે જૈન કોન્ફરન્સ હેરલ્ડના જુલાઇ-અકટોબર સન્ ૧૯૧૫ના અંકમાં છપાણો છે'—

"એમ સૌથી વધીને શ્રી યશોવિજય જૈન ગ્રન્થમાળા જે ભારત વર્ષમાં સર્વોત્તમ સંસ્કૃત અને પ્રાકૃતની ગ્રન્થમાલા છે. ઉત્સાહ પૂર્વક ઘણા જ કિંમતી ગ્રન્થોને પ્રકાશિત કરી રહી છે.

પૂજ્યપાદ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી ધર્મવિજયજીસૂરિ, જે ભારત વર્ષના પ્રમુખ વિદ્વાનોમાં છે અને જેઓ બનારસની શ્રી યશોવિજયજી જૈન પાઠશાલાના સ્થાપક છે. ન કેવળ પોતાના શિષ્ય પં. હરગોવિન્દદાસ અને પં. બેચરદાસ દ્વારા જ સારા ગ્રન્થો સસ્તી કિંમતે પ્રકાશિત કરાવી ભારતીય ભાષા વિજ્ઞાનની મહાન્ સેવા કરી રહ્યા છે આપ તેઓ પોતે સ્વયં પણ હેમચન્દ્રાચાર્યની પોતાની બનાવેલી ટીકા સહિત યોગશાસ્ત્રના ઉત્તમ-સંસ્કરણ જેવા ગ્રન્થો પ્રકાશિત કરી રહ્યા છે. અને જૈનોની સભ્યતા તેમજ ખાસ કરીને સાહિત્યમાં અનુરાગ રાખનાર યુરોપિયન વિદ્વાનોને હસ્તલિખિત પ્રતિઓ જે યુરોપમાં મળવા બીલકુલ અસંભવ માનવામાં આવે છે. એ કામ ઘણું જ ઉપયોગી અને દીર્ઘ દષ્ટિતાનું છે. એવું જ એમના સુયોગ્ય પ્રધાન શિષ્ય મુનિ ઇન્દ્રવિજયજી કરે છે. હાર્વર્ડ ઓરિયન્ટલ સિરીજના બારમા ભાગમાં મેં આ પ્રસિદ્ધ વિદ્વાનોનું મારા ઉપર કેટલું ઋણ છે, એ પ્રસન્નતા પૂર્વક બતાવ્યું છે. અને મારુ ભારતવર્ષના કથાનક શાસ્ત્રમાં અન્વેષણ કરતા રહેવું, તેમજ એ સિદ્ધ કરવું. કે 'ભારત વર્ષ ભરનો પ્રાયઃ બધો જ કથા-સાહિત્ય વિભાગ જૈનોની કૃતિઓ છે. અને જેટલા ગદ્યમાં રચેલા છે, તે બધા એવી સંસ્કૃત ભાષામાં લખેયા છે, જે ખરી રીતે બોલી-ચાલીની સંસ્કૃત ભાષા હતી. પરંતુ તેની વાસ્તવિક પરિસ્થિતિના સંબંધમા ઘણી જ ગેરસમજ ફેલાયેલી છે. અને તેના અભ્યાસ તરફ વિદ્વાનો યોગ્ય રીતે ઉપેક્ષા સેવે છે. એઓની જ કૃપાનું ફલ છે હું હંમેશા ધન્યવાદ પૂર્વક એ સ્વીકાર કરીશ કે-મારા કાર્ય માટે પરમ આવશ્યક સામગ્રી આજ બે મહાત્માઓએ પૂરી પાડી છે.'

આ સિવાય સુપ્રસિદ્ધ હિન્દી માસિક પત્રિકા 'સુધા'માં શ્રીયુત કન્નોમલજી એમ. એ. ચીફજજ્જ ધોલપુર સ્ટેટ આચાર્યશ્રીના સંબંધમાં જે વચનો ઉચ્ચાર્યાં હતા તે પણ અમે અહીં આપીએ છીએ.

' श्री विजय धर्मसूरिजीना स्वर्गवास पछी एमना उत्तराधिकारी तरीके एमना सुप्रसिद्ध शिष्य श्री विजयेन्द्रसूरि बिराजमान थया जेओ आ संस्थामां रहे छे अथवा अहिंथी भिन्न भिन्न स्थानोमां जई धर्मोपदेश करे छे तेओ हिन्दी, गुजराती संस्कृतना उंचा विद्वान् छे अने अंग्रेजी भाषा तथा साहित्यथी पण सुपरिचित छे

श्री विजयेन्द्रसूरिजी महाराज, जेओ अत्यारे आचार्य पदवी उपर छे जैन धर्मना एक आदर्श साधु छे आटली उंची पदवी उपर होवा छतां पण तेओने अहंकार अने अभिमान तो स्पर्श्या पण नथी एवो कोण माणस छे जे तेओने मळीने प्रसन्न अने प्रफुल्लित न थई जाय दर्शन करतां ज तेमनी पवित्र प्रसन्न अने दिव्यमूर्तिनो बीजा उपर प्रभाव पडी जाय छे तेओ घणा ज मिलनसार छे केवळ जैनो उपर ज तेमनो प्रभाव नथी पण के हिन्दु, मुसलमान ईसाई आदि बधा धर्मना लोको उपर छे तेमनुं सन्मान सौ करे छे तेमनी धर्म अने लोको संबंधी जाणकारी एटली वधी गयेली अने अप-टू-डेट छे के तमे कोई पण विषय उपर वातचीत करो, ते ज वखते बराबर उत्तर मळशे.'

आचार्यश्रीजीए ऐतिहासिक जगतमां अपूर्व प्रकाश पाथरनार नीचेना ग्रंथोनी रचना तथा संपादन कर्युं छे

१ वैशाली हिन्दी
२ वीर विहार मीमांसा ( हिंदी )
३ हस्तिनापुर ( हिन्दी )
४ गुरु गुण रत्नाकर ( संस्कृत ) संपादित
५ शान्तिनाथ चरित्र ( संस्कृत ) संपादित
६ वीरविहार मीमांसा ( गुजराती )

૭ અશોકના શિલાલેખો ઉપર દૃષ્ટિપાત ( ગુજરાતી )
૮ પ્રાચીન ભારત વર્ષનું સિંહાવલોકન ( ગુજરાતી )
૯ મહાક્ષત્રપ રાજા રુદ્રદામા ( ગુજરાતી )
૧૦ મથુરાનો સિંહ ધ્વજ ( ગુજરાતી )
૧૧ જગત્ ઔર જૈન દર્શન ( સંસ્કૃત-હિન્દી )
૧૨ Reminisences of Vijay Dharmsuri ( English )

કૌશામ્બી, કુસન શ્રી બાહુબલિ (ગોમટેશ્વર) વગેરે ઉપર પણ આચાર્યશ્રીજીએ સમય સમય ઉપર લેખો લખ્યા છે

આ ઉપરાન્ત હિન્દી-ગુજરાતીની ઊંચી માસિક પત્રિકાઓમાં પણ આપના મહત્ત્વપૂર્ણ લેખો પ્રગટ થતા રહ્યા છે અત્યારે આપનો બધો સમય સાહિત્યના લેખનમાં તેમજ મનનમાં જ વ્યતીત થાય છે અને આપની હંમેશા એ ભાવના રહે છે કે હું બીજા પણ સારા સારા ગ્રન્થો લખું અને પ્રગટ કરાવું

આચાર્યશ્રીજી અત્યારે ૭૮ વર્ષની જઈફ ઉમ્રે પહોંચ્યા છે. લગભગ ૩૫ વર્ષોથી એમના મનમાં એક ભાવના ઘોળાયા કરતી હતી કે આધુનિક જગતને સંતોષી શકે એવુ ઐતિહાસિક પ્રમાણ પુરસ્સર ઉત્તમ મહાવીર ચરિત્ર લખુ તે ભાવનાને સ્વતંત્ર રીતે મૂર્ત સ્વરૂપ આપવાની હમણા તેઓએ શરૂઆત કરી છે જે તેમની સ્વય નિર્ભર શક્તિનુ મહાન્ પ્રમાણ છે જેમા લગભગ ત્રણ વર્ષ લાગશે તેમના જ એક અંશ રૂપે હિન્દી બીજી આવૃત્તિના પરિવર્દ્ધિત સંસ્કરણ રૂપે ગુજરાતીમા વૈશાલી (બસાઢ) ને પ્રકાશિત કરી રહ્યા છીએ એમાં ક્ષત્રિયકુંડના અસલી સ્થાનની શુભ સ્થાપના વૈશાલીની પાસે કરવામાં આવી છે જેથી વાચકોને એ સારી રીતે જણાઇ આવશે કે સાચી વસ્તુ સ્થિતિ શુ છે ? અને અંતઃકરણ પૂર્વક ઇચ્છીએ છીએ કે આચાર્યશ્રી ભગવાન મહાવીરનુ ઐતિહાસિક જીવન-ચરિત્ર

લખીને જનતાની આગળ મૂકે જેથી જગત્ એને વાંચીને ભગવાન મહાવીરને એના સાચા સ્વરૂપમાં ઓળખે.

આચાર્યશ્રીજીએ આજ સુધી પરોક્ષ રીતે જૈન-ધર્મની જે સેવા કરી છે, હવે તેને જગતની સામે મૂકવાની જરૂર છે. જેથી જૈન-સમાજને તેમના અપરિચિત જ્ઞાનનો લાભ મળે. અને સંસાર એ જાણે કે કેવી રીતે એક શિષ્યે જ્ઞાનને મેળવ્યું, પચાવ્યું અને આજે કેવી રીતે એનું ફળ સંસારને મળી રહ્યું છે. હું આજે અઢાર વર્ષથી તેમની સેવામાં રહું છું. અને હમેશા મેં તેમને એમજ કહેતા સંભળ્યા છે કે—'આજે મને જે કંઇ આ અલ્પજ્ઞાન મળ્યું છે, તે માત્ર ગુરુકૃપાનુ જ ફળ છે. બાકી કંઇ નહી.'

હવે તો મારો જૈન-સમાજને એ અનુરોધ છે કે તેઓ પરમ વિશ્રુત એવા આ આચાર્યશ્રીજીના જ્ઞાનનો જેટલો બને તેટલો લાભ ઉઠાવે અને તેમના આ મહાન્ કાર્યમાં સહાયક બનીને જૈન શાસનની ઉન્નતિના ભાગી બને, બસ એજ ઇચ્છા.

—પ્રકાશક



ॐ

॥ जगत्पूज्य-शास्त्रविशारद-श्रीविजयधर्मसूरिगुरुभ्यो नमः ॥

# વૈશાલી

વેસાલી અથવા વૈશાલી એ ઘણું જ જૂનું શહેર છે. એની સાથે ભારતના ભિન્ન ભિન્ન ધર્મોનો ઊંડો સંબંધ છે. ભગવાન્ મહાવીરસ્વામીના 'વૈશાલિક' નામ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે તેમનો આ નગરની સાથે ખાસ સંબંધ હતો અને તેમની જન્મભૂમિ કુંડપુર (ક્ષત્રિયકુંડ) આની જ પાસે હતી. તેથી અહીં એમની સ્થિતિ વગેરેના સંબંધમાં વિચાર કરીએ છીએ.

## આર્યક્ષેત્ર

આર્યાવર્ત અથવા મધ્યદેશ જૈનો, બૌદ્ધો અને વૈદિકોની દૃષ્ટિથી કયો હતો? આ ત્રણેય ધર્મોના અનુસારે તેમના શાસ્ત્રોમાં એની વ્યાખ્યા આ પ્રમાણે કરવામાં આવી છે.

### ક. જૈન દૃષ્ટિએ

બૃહત્ કલ્પ-સૂત્ર વૃત્તિ સહિત, વિભાગ ૩, પૃષ્ઠ ૯૧૩ (સંપાદક-આગમ પ્રભાકર મુનિરાજશ્રી પુણ્યવિજયજી) માં

આર્યદેશ અને તેમની રાજ્યધાનીઓ આ પ્રમાણે બતાવવામાં આવી છે.

| આર્યદેશ | રાજધાની |
|---|---|
| ૧ મગધ | રાજગૃહ |
| ૨ અંગ | ચમ્પા |
| ૩ વંગ | તામ્રલિપ્તિ |
| ૪ કલિંગ | કાંચનપુર |
| ૫ કાશી | વારાણસી |
| ૬ કોશલ | સાકેત |
| ૭ કુરુ | ગજપુર (હસ્તિનાપુર) |
| ૮ કુશાર્ત | શૌરિક (સૌરિપુર) |
| ૯ પાંચાલ | કાંપિલ્ય |
| ૧૦ જંગલ[૧] (જાંગલ) | અહિચ્છત્રા |

૧ 'જાંગલ' દેશનો અર્થ છે જંગલમાં વસેલું નગર અથવા સ્થાન (Worst Land), તે જે દેશની સમીપમાં આવતું તે નામથી બોલાતું, જેમ 'કુરુ-જાગલ' કે 'માદ્રેય જાંગલ.' ઉત્તર પાંચાલ દેશ અને ગંગાની વચમાં 'કુરુ-જાંગલ' નામનો દેશ વસેલો હતો. અને તેમાં 'કામ્યક' નામનું વન હતું. કુરુદેશ ત્રણ ભાગમાં વહેંચાએલો હતો– કુરુ, કુરુક્ષેત્ર અને કુરુ જાંગલ. મહાભારત પ્રમાણે 'અહિચ્છત્રા' ઉત્તર પાંચાલની રાજધાની હતી. કેટલાક અહિચ્છત્રપુર અથવા અહિચ્છત્રાને વર્તમાન 'નાગૌર (નાગપુર)' માને છે. પરન્તુ

| | |
|---|---|
| ૧૧ સૌરાષ્ટ્ર | દ્વારવતી |
| ૧૨ વિદેહ | મિથિલા |
| ૧૩ વત્સ | કૌશામ્બી |
| ૧૪ શાંડિલ્ય | નન્દિપુર |
| ૧૫ મલય | ભદ્દિલપુર |
| ૧૬ મત્સ્ય | વૈરાટ |
| ૧૭ અત્સ્ય ( અચ્છ ) | વરણા |
| ૧૮ દશાર્ણ | મૃતિકાવતી |
| ૧૯ ચેદિ | શુક્તિમતી |
| ૨૦ સિન્ધુ–સૌવીર | વીતભય |
| ૨૧ શૂરસેન | મથુરા |
| ૨૨ ભંગી | પાવા |

તેમનું આ માનવું યથાર્થ નથી. તેઓ નાગોરને નાગપુરનું વાચક માનીને અને અહિચ્છત્રાનો પણ તે જ અર્થ થવાથી આ સમાનાર્થક દૃષ્ટિથી બન્નેને એક માને છે, પરન્તુ સમાનાર્થકને કારણે કોઈ વસ્તુ એક નથી થઈ શકતી.

અમે કુરુ–જાંગલનું જે સ્થાન બતાવ્યું છે તે રામાયણના અયોધ્યાકાંડના ૬૮ મા સર્ગના ૧૩ મા શ્લોકમાં, મહાભારતના આદિ પર્વના ૧૦૯ મા સર્ગના ૧ તથા ૨૪મા શ્લોકમાં તથા વનપર્વના ૧૦ મા સર્ગના ૧૧ મા શ્લોકમાં અને ૫ મા સર્ગના ત્રીજા શ્લોકમાં આવ્યું છે.

| | |
|---|---|
| ૨૩ વર્ત[૨] | માસપુરી |
| ૨૪ કુણાલ | શ્રાવસ્તી |
| ૨૫ લાઢ | કોટિવર્ષ |
| ૨૫॥ કેકય (અર્દ્ધ દેશ) | શ્વેતવિકા |

આ ૨૫॥ આર્યદેશો કાયમના છે. આનો ઉલ્લેખ પ્રજ્ઞાપના સૂત્ર, સૂત્રકૃતાઙ્ગની ટીકા પ્રથમ ભાગ, પ્રવચન સારોદ્ધાર વગેરેમાં પણ છે. અને ભગવતી સૂત્રના ૧૫મા શતકનું સૂત્ર ૫૫૪માં પણ ૧૬ જનપદ ગણાવ્યા છે, જેમના નામ આ છે :— ૧ અંગ, ૨ વંગ, ૩ મગધ, ૪ મલય, ૫ માલવ, ૬ અચ્છ, ૭ વચ્છ, ૮ કોચ્છ, ૯ પાઢ, ૧૦ લાઢ—રાઢ, ૧૧ વજ્જ (વજ્જી), ૧૨ મોલિ (મલ્લ), ૧૩ કાશી, ૧૪ કોસલ, ૧૫ અવાહ અને ૧૬ સુમ્હોતર. આમાં 'મહાજનપદ' શબ્દ નથી. અને ભગવાન્ મહાવીરસ્વામીના સમયમાં આર્ય-

---

૨ 'પાર્શ્વનાથ ચરિતમ્' (શ્રી હેમવિજયગણિ વિરચિત) માં પૃષ્ઠ ૯૦ ઉપર આને 'વૃત્ત' તરીકે લખ્યો છે, કારણ કે એનું પ્રાકૃત રૂપ 'વટ્ટ' છે. અને તેનાં સંસ્કૃતમાં વર્ત્ત અને વૃત્ત એવા બન્ને રૂપો બને છે. સંભવ છે કે આજ કારણે લેખકે વૃત્તનો પ્રયોગ કર્યો છે. કાવ્યમીમાંસા તથા બૃહત્સંહિતા વગેરેમા 'વર્તક' દેશનું વર્ણન છે. તેથી અમારી માન્યતા પ્રમાણે અહીં 'વર્ત' રૂપ જ વધારે ઉપયુક્ત છે.

ક્ષેત્રની મર્યાદા નીચે પ્રમાણે હતી.

" कप्पइ निग्गंथाण वा निग्गंथीण वा पुरत्थिमेणं जाव अंगमगहाओ एत्तए, दक्खिणेणं जाव कोसम्बीओ, पच्चत्थिमेणं जाव थूणाविसयाओ, उत्तरेण जाव कुणालाविसयाओ एतए। एताव ताव कप्पइ। एताव ताव आरिए खेते। णो से कप्पइ एत्तो बाहिं। तेण परं जत्थ नाण-दंसण चरित्ताइं उस्सप्पंति त्ति बेमि ॥५०॥

—बृहत्कल्पसूत्रवृत्तिसहित, विभाग ३, पृष्ठ ९०५-६,

अस्य व्याख्या-कल्पते निर्ग्रन्थानां वा निर्ग्रन्थीनां पूर्वस्यां दिशि यावदङ्ग-मगधान्। ' एतुं ' विहर्तुम्। अङ्गा नाम चम्पाप्रतिबद्धो जनपदः। मगधा राजगृहप्रतिबद्धो देशः। दक्षिणस्यां दिशि यावत् कौशाम्बीमेतुम्। प्रतीच्यां दिशि स्थूणाविषयं यावदेतुम्। उत्तरस्यां दिशि कुणालाविषयं यावदेतुम्। सूत्रे पूर्वदक्षिणादिपदेभ्यस्तृतीयानिर्देशो लिङ्गव्यत्ययश्च प्राकृतत्वात्। एतावत् तावत् क्षेत्रमवधीकृत्य विहर्तुं कल्पते। कुतः। इत्याह एतावत् तावद् यस्मादार्यं क्षेत्रम्। नो " से " तस्य निर्ग्रन्थस्य निग्रन्थ्या वा कल्पते ' अतः ' एवंविधाद् आर्यक्षेत्राद् बहिर्विहर्तुम्। " ततः परं " बहिर्देशेषु अपि सम्प्रतिनृपतिकालादारभ्य यत्र ज्ञान-दर्शन-चारित्राणि ' उत्सर्पन्ति ' स्फातिमासादयन्ति तत्र विहर्तव्यम्। ' इति ' परिसमाप्तौ। ब्रवीमि इति तीर्थकर-गणधरोपदेशेन, न तु स्वमनीषिकयेति सूत्रार्थः।

—बृहत्कल्पसूत्रवृत्तिसहित विभाग ३, पृष्ठ ९०७,

ઉપરના પાઠના આધારે આર્યક્ષેત્ર પૂર્વદિશામાં મગધ અને અંગની સીમા સુધી, દક્ષિણમાં કૌશામ્બીની સીમા સુધી, પશ્ચિમમાં સ્થૂણા ( કુરુક્ષેત્ર )ની સીમા સુધી અને ઉત્તરમાં કુણાલદેશની સીમા સુધી હતો. આ જ આર્યક્ષેત્રમાં સાધુઓને અને સાધ્વીઓને વિહાર કરવાનો આદેશ હતો.

ખ—બૌદ્ધોની માન્યતા પ્રમાણે મધ્યદેશ નીચે પ્રમાણે હતો.

The boundaries of the Buddhist Majjhimadesa as given in the Mahavagga ( Vol V P P 12-13 ) may be described as having extended in the east to the town of Kajangala beyond which was the city of *Mahasala, in the south east to* the river salalavati ( Saravati ) in the south to *the town of satakannika, in the west to the* Brahmana district of Thuna in the north to the *Usiradhaja mountain*

-Geography of Early Buddhism Page 1-2

મહાવગ્ગના અનુસારે મધ્યદેશ પૂર્વદિશામાં કજંગલ સુધી, દક્ષિણ-પૂર્વ ( આગ્નેય ) માં સલલવતી ( સરાવતી ) સુધી, દક્ષિણમાં સતકણ્ણિક સુધી, પશ્ચિમમાં થૂનના બ્રાહ્મણ પ્રદેશ ( કુરુક્ષેત્ર ) સુધી અને ઉત્તરમાં ઉશીરધ્વજ પર્વત સુધી હતો

२ मज्झिमदेसो नाम पुरत्थिमदिसाय कजंगलं नाम

निगमो, तस्स अपरेन महामाला, ततो परं पच्चन्तिमा जनपदा ओरतो, मज्झे पुब्बदक्खिणाय दिसाय सललवती नाम नदी, ततो परं पच्चन्तिमा जनपदा ओरतो मज्झे, दक्खिणाय दिसाय सेतकण्णिकं नाम निगमो, ततो परं पच्चन्तिमा जनपदा ओरतो मज्झे, पच्छिमाय दिसाय थूनं नाम ब्राह्मणगामो, ततो परं पच्चन्तिमा जनपदा ओरतो मज्झे, उत्तराय दिसाय उसीरद्धजो नाम पब्बतो, ततो परं पच्चन्तिमा जनपदा ओरतो मज्झेति एवं विनये वुत्तो पदेसो ।

—जातकट्ठकथा—भारतीयज्ञानपीठकाशी द्वारा प्रकाशित, पृष्ठ ३८

૩—મધ્યદેશની પૂર્વદિશામાં કજગલ (વર્તમાન કંકજોલ, જીલ્લો સથાલપરગણુ (વિહાર) નામનું મોટું ગામ છે તેની આગળ મોટું શાલવૃક્ષોનું વન છે, અને પછી આગળ સીમાન્ત દેશો. વચમાં સલલવતી (વર્તમાન સિલઈ નદી, હજારીબાગ અને મેદનીપુર જિલ્લો) નામની નદી છે તેની આગળ સીમાન્ત દેશો છે દક્ષિણ–દિશામાં • સેતકણ્ણિક નામનો કસ્બો છે. તેની પાછળ સીમાન્ત દેશો છે. પશ્ચિમ દિશામાં થૂન (થાનેસર) નામના બ્રાહ્મણોનુ ગામ છે, તેની પછી સીમાન્ત દેશો છે ઉત્તર દિશામાં ઉશીરધ્વજ નામક પર્વત છે; તેના પછી સીમાન્ત દેશો છે.

—બૌદ્ધચર્યા પૃષ્ઠ ૧

આ ઉપર બનાવેલા બૌદ્ધોના મધ્યદેશમા ૧૬ મહાજન પદ હતા. તે આ છે —

| | |
|---|---|
| ૧ કાશી | ૯ કુરુ |
| ૨ કોશલ | ૧૦ પાંચાલ |
| ૩ અંગ | ૧૧ મચ્છ ( મત્સ્ય ) |
| ૪ મગધ | ૧૨ શૂરસેન |
| ૫ વજ્જી | ૧૩ અસ્સક ( અશ્મક ) |
| ૬ મલ્લ | ૧૪ અવન્તી |
| ૭ ચેતિય ( ચેદી ) | ૧૫ ગન્ધાર |
| ૮ વશ ( વત્સ ) | ૧૬ કંબોજ |

ગ. વૈદિક ગ્રન્થોના અનુસારે મધ્યદેશ અથવા આર્યાવર્ત નીચે પ્રમાણે હતો

1 In the Dharmasutra of Baudhayana, Aryavarta or the Country of the Aryans (*which* is practically indentical with the country later on known as Madhyadesa) described as lying to east of the region where the river saraswati disappears, to the west of the Kalakavana or Black Forest (Identified with a tract some where near Prayaga), to the north of Paripatra and to the south of Himalayas

–Geography of Early Buddhism Page 1.

અર્થાત્ — આર્યાવર્ત અથવા મધ્યદેશ સરસ્વતીનદીના પૂર્વ સુધી, કાલક વનના પશ્ચિમ સુધી, પારિપાત્રના ઉત્તર સુધી અને હિમાલયના દક્ષિણ સુધી ફેલાયેલો હતો.

૨ મનુએ મધ્યદેશનું પ્રમાણ ઉત્તરમાં હિમાલય સુધી, દક્ષિણમાં વિન્ધ્ય સુધી, પશ્ચિમમાં વિનશન સુધી અને પૂર્વમાં પ્રયાગ સુધી બતાવ્યું છે.

हिमवद्विन्ध्ययोर्मध्यं यत्प्राग्विनशनादपि ।
प्रत्यगेव प्रयागाच्च मध्यदेशः प्रकीर्त्तितः ॥

—मनुस्मृति २–२१

૩ બૃહત્સંહિતાના ૧૪ મા અધ્યાયમાં મધ્યદેશની અંદર નીચેના પ્રદેશો બતાવ્યા છે.

भद्रारिमेदमाण्डव्यसाल्वनीपोज्जिहानसङ्ख्याताः ।
मरुवत्सघोषयामुनसारस्वतमत्स्यमाध्यमिकाः ॥२॥
माथुरकोपज्योतिषधर्मारण्यानि शूरसेनाश्च ।
गौरग्रीवोद्देहिकपाण्डुगुडाश्वत्थपाञ्चालाः ॥३॥
साकेतकङ्ककुरुकालकोटिकुकुराश्च पारियात्रनगः ।
औदुम्बरकापिष्ठलगजाह्वयाश्चेति मध्यमिदम् ॥४॥

અર્થાત્– ભદ્ર, અરિમેદ, માંડવ્ય, સાલ્વ, નીપ, ઉજ્જિહાન, સંખ્યાત મરુ, વત્સ, ઘોષ, યમુના અને સરસ્વતીને લગતો પ્રદેશ, મત્સ્ય, માધ્યમિક, મથુરા, ઉપજ્યોતિષ, ધર્મારણ્ય, શૂરસેન, ગૌરગ્રીવ, ઉદ્દેહિક, પાંડુ, ગુડ, અશ્વત્થ, પાંચાલ, સાકેત, કંક, કુરુ, કાલકોટિ, કુકુર, પારિયાત્રપર્વત, ઔદુમ્બર, કાપિષ્ઠલ અને હસ્તિનાપુર.

## વિદેહ

આ મધ્યદેશ અથવા આર્યાવર્તમાં વિદેહ નામનો પ્રાંત હતો. જેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે આના સંબંધમાં જૈન, બૌદ્ધ અને વૈદિક ગ્રન્થોમાં ઘણું લખ્યુ છે.

ક—જૈન માન્યતા પ્રમાણે વિદેહ નામનો જનપદ (દેશ) હતો અને તેની રાજધાની મિથિલા[1] હતી

१—" इहेव भारहे वासे पुव्वदेसे विदेहा नाम जणवओ, संपइ काले तीरहुत्तिदेसो त्ति भण्णइ । जत्थ पइगेहं महुरमंजुलफलभारोणयाणि कयलीवणाणि दीसंति । पहिया य चिविडयाणि दुद्धसिद्धाणि पायस च भुंजंति । पए पए वावीकूवतलायनईओ अ महुरोदगा, पागयजणा वि सक्कयभासविसारया अणेगसत्थपसत्थअज्झत्थि निउणा य जणा। तत्थ रिद्धित्थमिअसमिद्धा मिहिला नाम नयरी हुत्था । संपयं जगइत्ति पसिद्धा । एयाए नाऽदूरे जणयमहारायस्स भाउणो कणयस्स निवासट्ठाण कणइपुर वट्टइ ।

—विविधतीर्थकल्प पृष्ठ ३२

---

૧ આ જ નગરીમા મલ્લિનાથ, ભગવાન્ શ્રી નમિનાથ ભગવાન્, અકંપિત ગણધર અને નમિ નામના પ્રત્યેકબુદ્ધ આદિ થયેલા છે અહીં ભગવાન્ મહાવીરસ્વામીએ ૬ ચોમાસા કર્યા હતા

અર્થાત્– આજ ભારતવર્ષમાં પૂર્વ દેશમાં વિદેહ નામનો દેશ છે. જે ગ્રન્થકારના સમયમાં તિરહુતના નામથી પ્રસિદ્ધ હતો. જ્યાં પ્રત્યેક ઘરમાં મીઠા સુંદર ફ્લોના ભારથી નમેલા કેળના વનો દેખાય છે. મુસાફરો દૂધમાં પકાવેલા પૌંઆ અને ખીરને ખાય છે. સ્થાને સ્થાને મીઠા પાણીવાળી વાવડીઓ, કૂઆઓ, તળાવો અને નદીઓ છે. સામાન્ય માણસો પણ સંસ્કૃત–ભાષામાં દક્ષ છે અને અનેક પ્રશસ્ત આધ્યાત્મિક શાસ્ત્રોમાં નિપુણ છે. ત્યાં અનેક ઋદ્ધિઓથી સમૃદ્ધ એવી મિથિલા નામની નગરી છે. અત્યારે 'જગઈ' નામથી પ્રસિદ્ધ છે. એની પાસે જનક મહારાજાના ભાઈ કનકનું નિવાસ–સ્થાન કનકીપુર છે.

૨–' मिहिल विदेहा य '–मिथिलानगरी विदेहाजनपदः ।
—प्रवचन सारोद्धार वृत्ति सहित, पृष्ठ ४४६

એજ પ્રમાણે પ્રજ્ઞાપનાસૂત્ર, સૂત્રકૃતાંગ ટીકા, ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર–પર્વ-૨ ઈત્યાદિમાં વિદેહ દેશનો ઉલ્લેખ મળે છે.

ખ–બૌદ્ધ ગ્રન્થો પ્રમાણે વિદ્વાનોએ વિદેહના સંબધમાં નીચે પ્રમાણે પ્રકાશ પાડયો છે.

૧–વિદેહ દેશ ૩૦૦ યોજન વિસ્તારવાળો અને એની રાજધાની મિથિલા સાત યોજન વિસ્તારવાળી હતી. એ વિદેહ દેશમાં ૧૬૦૦૦ ગામો, ૧૬૦૦૦ કોઠારો અને

૧૬૦૦૦ નાચનારી છોકરીઓ હતી મિથિલાથી ચપા સુધી એક સડક હતી, જેની લબાઇ સાઠ યોજન હતી. વિદેહને પડખે કાશી અને કોશલ નામના બે દેશો હતા

જુઓ—ગધાર જાતક (૪૦૬) બગાનુવાદ ખડ—૩ પૃષ્ઠ ૨૦૮ તથા -Dictionary of Pali proper names Part II Page 635 & 879

Mithila was the Capital of the Videhas and is celebrated in the Epics as the land of king Janaka At the time of Buddha the Videha country was one of the eight constituent principalities of the Vajjian confederacy of these eight principalities of the Licchavis of Vesali and the Videhas of Mithila were, however the most important

-Geography of Early Buddhism Page 30

અર્થાત્—મિથિલા વિદેહની રાજધાની હતી મહાત્મા બુદ્ધના સમયમા વજ્જીસઘના આઠ પ્રમુખ સઘોમાની તે એક હતી.

ગ—વૈદિક ગ્રથોમાં

૧ શતપથ બ્રાહ્મણના પ્રથમ કાડ [૪અ૦, ૧ આ] ના અનુસારે વિદેહ નામ એટલા માટે પડયુ કે આને વિદેહ માથવે[1] વસાવ્યુ હતુ

1 The videhas are mentioned in the Brahmana portion of the vedas as a people in a very adva

" सहोवाच । विदेहो माथवः क्वाहं भवानीत्यत एव हे प्राचीनं भुवनमिहि होवाच । सैषा तर्हि कोशलविदेहानां मर्यादा तेहि माथवाः ।१७।

(૨) શક્તિ સંગમ–તંત્રમાં લખ્યું છે કે–

गण्डकीतीरमारभ्य चम्पारण्यान्तकं शिवे ।
विदेहभूः समाख्याता तीरभुक्त्याभिधो मनुः ॥

ગંડકી નદીથી લઈને ચમ્પારણ્ય સુધીનો પ્રદેશ વિદેહ અથવા તીરભુક્તિ [તિરહુત] નામથી પ્રસિદ્ધ છે.

---

nced stage of civilisation. The part of the country where they lived appears to have been known by the name of Videha even in the still more ancient times of the Samhitas, for the Yajurveda Samhitas mention the cows of Videha. which appeare to have been particulary, famous in ancient India.

–Tribes in Ancient India. Page 235

બ્રાહ્મણ ગ્રન્થોમાં વિદેહોને ઉચ્ચ સંસ્કૃતિ અને સભ્યતામાં શ્રેષ્ઠ માનવામાં આવ્યા છે. વિદેહ નામ સંહિતાઓ કરતાં પણ પહેલાનું જણાય છે. કારણ કે યજુર્વેદ સંહિતામાં વિદેહની ગાયોનો ઉલ્લેખ કરેલો છે, જે કે પ્રાચીન ભારતવર્ષમાં વિશેષરૂપે પ્રસિદ્ધ હતી.

૩ બૃહદ્‌વિષ્ણુપુરાણના મિથિલા ખંડમાં નીચેના શ્લોક છે. તેમાં પારાશર અને મૈત્રેયના સંવાદમાં વૈદેહી તથા મિથિલાનું વર્ણન છે.

> एषा तु मिथिला राजन् विष्णुसायुज्यकारिणी ।
> वैदेही तु स्वयं यस्मात् सकृत् ग्रन्थिविमोचिनी ॥

બીજું પણ—

> गङ्गाहिमवतोर्मध्ये नदीपञ्चदशान्तरे ।
> तैरभुक्तिरिति ख्यातो देशः परमपावनः ॥
> कौशिकीं तु समारभ्य गण्डकीमधिगम्य वै ।
> योजनानि चतुर्विंशत् व्यायामः परिकीर्त्तितः ॥
> गङ्गाप्रवाहमारभ्य यावद्धैमवत वनम् ।
> विस्तारः षोडशः प्रोक्तो देशस्य कुलनन्दन ! ॥
> मिथिला नाम नगरी तत्रास्ते लोकविश्रुता ।
> पञ्चभिः कारणैः पुण्या विख्याता जगतीत्रये ॥

આ શ્લોકોના અર્થ પ્રમાણે વિદેહના પૂર્વમાં કૌશિકી (આજકાલનુ કોશી), પશ્ચિમમાં ગંડકી, દક્ષિણમાં ગંગા અને ઉત્તરમાં હિમાલય છે પૂર્વદિશાથી પશ્ચિમની તરફ ૧૮૦ માઈલ (૨૪ યોજન) અને ઉત્તરદિશાથી દક્ષિણની તરફ ૧૨૫ માઈલ [૧૬ યોજન] છે આ તૈરભુક્તિ અથવા વિદેહમાં મિથિલા નામની નગરી છે.

૪ આજ બૃહદ્‌વિષ્ણુ પુરાણના મિથિલાખંડમાં મિથિલાના બાર નામો ગણાવ્યા છે.

मिथिला तैरभुक्तिश्च, वैदेही नैमिकाननम् ।
ज्ञानशीलं कृपापीठं, स्वर्णलाङ्गलपद्धतिः ॥
जानकी जन्मभूमिश्च, निरपेक्षा विकल्मषा ।
रामानन्दकुटी, विश्वभावनी नित्यमङ्गला ॥
इति द्वादश नामानि मिथिलायाः ॥
सदा भुवनसम्पन्नो नदी तीरेषु संस्थितः ।
तीरेषु भुक्तियोगेन तैरभुक्तिरिति स्मृतः ॥

નદીના કાંઠા ઉપર આવેલ હોવાથી આ પ્રાન્ત (ભુક્તિ)નું નામ 'તીરભુક્તિ' રાખવામાં આવ્યું છે. જેનું આધુનિક રૂપ 'તિરહુત' છે. આનાં બાર નામો ઉપર ગણાવવામાં આવ્યા છે.

(૫) गङ्गायाः उत्तरतः विदेहदेशः । देशोऽयं वेदोपनिषत्पुराणगीयमानानां जनकानां राज्यम् । अस्यैव नामान्तरं मिथिला । राज्यस्य राजधान्या अपि मिथिलैव नामधेयं बभूव । सम्प्रति नेपालदेशसन्निकृष्टा जनकपुरी नाम नगरी जनकानां राजधानी सम्भाव्यते । मिथिलानाम्ना नृपतिना स्थापितं मिथिलाराज्यमिति पुराणानि कथयन्ति ।

–ભારત–ભૂગોળ પૃષ્ઠ ૩૭.

અર્થાત્–ગંગાના ઉત્તરમાં વિદેહ દેશ છે. આનું જ બીજું નામ મિથિલા છે. આની રાજધાની પણ મિથિલા હતી. હાલની

જનકપુરી એજ પ્રાચીન રાજધાની હતી. પુરાણોમાં લખ્યું છે કે-મિથિલા નામના રાજાએ આ મિથિલા રાજ્યની સ્થાપના કરી હતી.

૬ ભવિષ્યપુરાણ પ્રમાણે નિમિના પુત્ર મિથિએ મિથિલા નગરી વસાવી હતી.

निमेः पुत्रस्तु तत्रैव मिथिर्नाम महान् स्मृतः ।
पूर्वं भुजबलैर्येन तैरहूतस्य पार्श्वतः ॥
निर्मितं स्वीयनाम्ना च मिथिलापुरमुत्तमम् ।
पुरीजननसामर्थ्याज्जनकः स च कीर्तितः ॥

શ્રીમદ્ ભાગવતમાં નિમિના પુત્ર જનકે મિથિલા અથવા વિદેહ વસાવ્યાનો ઉલ્લેખ છે.

अराजकभयं नृणां मन्यमाना महर्षयः ।
देहं ममन्थुः स्म निमेः कुमारः समजायत ॥
जन्मना जनकः सोऽभूत् वैदेहस्तु विदेहजः ।
मिथिलो मथनाज्जातो मिथिला येन निर्मिता ॥

ઉપરના ઉદ્ધરણોથી એ સ્પષ્ટ થાય છે કે વિદેહ નામનો એક પ્રાન્ત હતો. એના બાર નામોમાં તીરભુક્તિ પણ એક નામ છે. ભુક્તિનો અર્થ થાય છે પ્રાન્ત. ભુક્તિ શબ્દનો પ્રાન્ત અર્થ એક તો ઉપર આપેલા શક્તિસંગમતંત્રના શ્લોકથી પ્રકટ થાય છે, અને બીજું ઉદાહરણ-ગુપ્તકાલીન શિલા-

લેખોમાં એક ઠેકાણે ' ભુક્તિ ' શબ્દ વાપરેલો છે, જેનો અર્થ પણ પ્રકરણ પ્રમાણે જોતા ભુક્તિનો અર્થ પ્રાન્ત થાય છે. મતલબ કે આર્યાવર્તનો એક પ્રાન્ત વિદેહ હતો, અને તે પ્રાન્તની રાજધાની મિથિલા હતી.

## વૈશાલી

આ વિદેહ દેશની રાજધાની પાછળથી મિથિલામાંથી બદલાઈને વૈશાલીમાં ગઈ હતી. વૈશાલીના સમ્બન્ધમાં ત્રણ મુખ્ય ધર્મોની માન્યતા નીચે પ્રમાણે હતી.

### ક બૌદ્ધ દૃષ્ટિકોણ

1. The Vajjis, like the Licchavis, are often associated with the city of Vesali which was not only the Capital of the Licchavi clan, but also the metropoli's of the entire confederacy. ' A Buddhist tradition quoted by Rockhill ( Life of the Buddha, P. 62. ) mantions the city of Vesali as consisting of three districts. these districts were probably at one time the seats of three different clans.

—G. of Early Buddhism Page 12

અર્થાત્-વૈશાલી કેવલ લિચ્છવિઓની જ રાજધાની ન હતી, પરંતુ સંપૂર્ણ વજ્જીસંઘની રાજધાની હતી. વૈશાલીમાં ત્રણ ગઢ હતા.

ગઢના પ્રમાણ માટે અમે અહીંઆ 'જાતકટ્ઠ-કથા'નું (ભારતીય જ્ઞાનપીઠ કાશી) ' એકપણ્ણ જાતક' પૃષ્ઠ ૩૬૬નું ઉદ્ધરણ આપીએ છીએ. " वेशालिनगरं गावुतगावुतन्तरे तीहि पकारेहि परिक्खित्तं, तीसु ठानेसु गोपुरट्टालकोट्ठकयुत्तं । "

અર્થાત્– 'વૈશાલી નગરમાં બબ્બે માઈલ (गावुतगावुत) પછી એક એક ગઢ હતો અને તેમાં ત્રણ સ્થાનો ઉપર અગાસીઓ સહિત પ્રવેશદ્વાર બનેલાં હતાં. આવી જ રીતે, 'લોમ હંસ જાતક' પૃષ્ઠ ૨૮૩માં પણ લખ્યું છે. જેમકે—

" .... ...वेसालियं तिण्णं पाकारानं अन्तरे..... ..।"

Ajatasattu is called Vedehiputto or Vaidehiputra..... goes to show that king Bimbisara established metrimonial alliance with the Licchavis by marrying a Licchavi princess

— G. of Early Buddhism page–13

અજાતશત્રુને વૈદેહીપુત્ર કહેવામાં આવે છે, એથી સ્પષ્ટ છે કે બિમ્બિસારે (શ્રેણિકે) લિચ્છવી રાજકુમારી સાથે લગ્ન કરીને લિચ્છવિઓ સાથે વૈવાહિક સન્ધિ–સંબંધ બાંધ્યો હતો

૨. વિદેહનો રાજા કરાલ જનક બહુ કામી હતો અને એક કન્યા ઉપર બલાત્કાર કરવાને કારણે પ્રજાએ તેને મારી નાખ્યો હતો. ઘણું કરીને કરાલ વિદેહનો છેલ્લો રાજા હતો. પ્રાયઃ તેની હત્યા પછી જ ત્યાં રાજસત્તાનો અંત આવી ગયો

અને સંઘ-રાજ્ય સ્થાપિત થયું. સાતમી– છઠ્ઠી શતાબ્દિ ઈ. પૂ. માં વિદેહની પાડોશમાં વૈશાલીમાં પણ સંઘ. રાજ્ય હતું; ત્યાં લિચ્છવી લોકો રહેતા હતા. વિદેહો અને લિચ્છવીઓના જુદા જુદા સંઘો આપસમાં મળીને એક જ સંઘ કે ગણરૂપે બની ગયા હતા અને તેનું નામ વૃજિ (કે વજ્જિ) ગણ હતું..... આખા વૃજિસંઘની રાજધાની પણ વૈશાલી જ હતી. એની ચારે તરફ ત્રણ ગઢ હતા. જેમાં ઠેકાણે ઠેકાણે મોટા મોટા દરવાજા અને પહેરા ભરવાના મીનારાઓ બનેલા હતા.

—ભારતીય ઇતિહાસની રૂપરેખા ભાગ ૧, પૃષ્ઠ ૩૧૦–૩૧૩

## ખ. વૈદિક દષ્ટિકોણ

૧. રામાયણના બાલકાંડમાં સર્ગ ૪૭માં લખ્યું છે કે—

इक्ष्वाकोऽस्तु नरव्याघ्रपुत्रः परमधार्मिकः ।
अलम्बुषायामुत्पन्नो विशाल इति विश्रुतः ॥
तेन चासीदिह स्थाने विशालेति पुरीकृता । ११–१२ ।

ઇક્ષ્વાકુ રાજાની રાણી અલંબુષાના પુત્ર વિશાલે વિશાલા નગરી વસાવી.

૨. ભાગવત પુરાણના નવમા સ્કન્ધ અ. ૨, શ્લોક ૩૩માં વિશાલે વૈશાલી નગરી વસાવી, એવું વર્ણન છે.

"विशालो वंशकृद् राजा वैशालीं निर्ममे पुरीम्।"

The seat of the central government shifted from Janakapura in the Nepal Tarai to Vaisali (Modern Basarha in the district of Muzaffarpur) which came into prominence in the 6th century B C.

—*History of Tirhut By S. N. Singh. page–34–35*

અર્થાત્–જનકપુર (મિથિલા) ની કેન્દ્રીય સરકાર અહીંથી ઊઠીને વૈશાલી (આધુનિક બસાઢ, મુજફ્ફરપુર જીલ્લાની અંદર આવેલું) માં આવી ગઈ હતી.[1]

ગ. જૈન દષ્ટિકોણ

इतश्च वसुधावध्वा मौलिमाणिक्यसन्निभा ।
वैशालीति श्रीविशाला नगर्यस्त्यगरीयसी ॥१८४॥
आखंडल इवाखंडशासनः पृथिवीपतिः ।
चेटीकृतारिभूपालस्तत्र चेटक इत्यभूत् ॥१८५॥

—त्रिषष्टिशलाकापुरुषचरित्रपर्व–१०पृष्ठ ७७

અર્થાત્ — ધનધાન્યથી ભરપુર વિશાલ વૈશાલી નામની નગરી છે. તેના પર ચેટકનું શાસન હતું.

तए णं से कूणिएराया तेत्तीसाए दन्तिसहस्सेहिं तेत्तीसाए आससहस्सेहिं तेत्तीसाए रहसहस्सेहिं तेत्तीसाए मणुस्सकोडीहिं

---

૧ રાઇસ ડેવિડ્સની માન્યતા પ્રમાણે વિદેહની રાજધાની મિથિલા વૈશાલીથી ઉત્તર–પશ્ચિમમાં ૩૫ માઈલ ઉપર હતી

—જુઓ બુદ્ધિસ્ટ ઇન્ડિયા પૃષ્ઠ ૨૬.

'सद्धिं संपुरिवुडे सव्विड्ढीए जाव रवेणं सुभेहिं वसईहिं सुभेहिं पायरासेहिं नाइविगिट्ठेहिं अन्तरावासेहिं वसमाणे वसमाणे अंग-जणवयस्स मज्झं मज्झेणं जेणेव विदेहे जणवए जेणेव वेसाली नयरी, तेणेव पहारेत्थ गमणाए

—निरयावलियाओ, पृष्ठ—२६

અર્થાત્‌- ત્યારે રાજા કોણિકે ૩૩ હજાર હાથીઓ સાથે, ૩૩ હજાર ઘોડાઓ સાથે, ૩૩ હજાર રથો સાથે અને ૩૩ ક્રોડ મનુષ્યો સાથે-બધી સુલભ સામગ્રીઓ સાથે અંગ[1] જનપદની વચ્ચેથી નિકળી વિદેહ જનપદની રાજધાની વૈશાલી નગરી તરફ પ્રયાણ કર્યું.

## વૈશાલી અથવા આધુનિક બસાઢ

રાજા વિશાલે વસાવી હોય તે કારણે આનું નામ વિશાલા અથવા વૈશાલી પડયું હોય કે પછી ભીંતોને ત્રણ વાર દૂર ખસેડીને આને વિશાલ કરવાને લીધે આનું નામ વૈશાલી પડયું હોય પરન્તુ આ એક વિશાલ નગરી જરૂર હતી. આજ કાલ

---

૧ ડૉ. ત્રિભુવનદાસે 'પ્રાચીન ભારતવર્ષ' નામના પોતાના પુસ્તકમા અંગ દેશને મધ્યપ્રદેશના નામથી ઓળખાવ્યો છે આજ પુસ્તકના ભાગ પહેલો પૃષ્ઠ ૪૬ ના નક્શા પ્રમાણે જો કૂણિય રાજાના માર્ગની શોધ કરવી હોય તો રાજા કૂણિયને મગધદેશની વચમાં થઈને વિદેહ જવું પડયુ હશે ઉપર બતાવેલા 'નિરયાવલિયાઓ'ના પાઠ પ્રમાણે અંગથી વિદેહમાં જવા માટે વચમા કોઈ દેશ ન્હોતો પડતો. તેથી ડૉ સાહેબની માન્યતા કેવલ માત્ર કલ્પના જ છે.

આ સ્થાન 'બસાઢ' ના નામથી પ્રસિદ્ધ છે બસાઢની આસપાસ માઈલો સુધી ફેલાયેલા જુના ખંડેરો આ વાતની સાક્ષી પૂરે છે. અત્યારે જે સ્થાનોઉપર બસાઢ, બનિયા, કોલ્હુઆ, કૂમનછપરાગાછી અને વાસુકુંડ વસેલા છે તે પોતાના પૂર્વવર્તી પ્રાચીન નગર વૈશાલી, વાણિજ્યગ્રામ, કોલ્લાગ સન્નિવેશ, કર્મારગ્રામ અને કુંડપુરની સૂચના માત્ર આપે છે

પ્રાચીન વજ્જી[1] ગણતંત્રની રાજ્યધાની વૈશાલી હતી. આ દેશના શાસક લિચ્છવી[2] ક્ષત્રિયો હતા, અને તેઓ ગંગાના ઉત્તર વિદેહદેશમાં વસતા હતા. જેના પ્રમાણો અમે નીચે આપીએ છીએ. આ પ્રમાણોના આધારે વાચકો પોતાની બુદ્ધિથી એ વાતનો નિર્ણય કરે કે જેઓ લછવાડ (મુંગેર જીલ્લો—મોદાગિરિ)ને લિચ્છવિઓની ભૂમિ અથવા રાજધાની હતી એમ માને છે. તેઓની ધારણા કેટલી ભ્રાન્ત અને અનર્થમૂલક છે.

---

૧ લિચ્છવિ અને વિદેહોના રાષ્ટ્રનું નામ 'વજ્જી' હતું. વજ્જી કોઇ જુદી જાતિ ન હતી. 'મહાપરિનિબ્બાનસુત્ત'ની ટીકામા લખ્યુ છે કે–" रठ्ठस्स पन वज्जी समञ्ञा ।" અર્થાત્ 'વજ્જી' રાષ્ટ્રનુ નામ હતું.

૨ દિવ્યાવદાનમાં આનું નામ 'લિચ્છિવિ છે.

પરન્તુ મહાવસ્તુમાં આને જ 'લેચ્છવી' રૂપે લખ્યુ છે. બૌદ્ધ ગ્રન્થોનો જે અનુવાદ ચીની ભાષામાં થયો છે, તેમાં 'લિચ્છવી' અને 'લેચ્છવી' બન્ને રૂપો મળે છે. "સૂત્રકૃતાંગ" અને "કલ્પસૂત્ર" આદિ જૈન-શાસ્ત્રોમાં આનું પ્રાકૃત રૂપ 'લેચ્છઇ' છે. જેનું સંસ્કૃત

—" Vesali–a city, capital of the Licchavis "

—Dictionary of Pali proper Names Part II
page–940

અર્થાત્–વૈશાલી લિચ્છવિઓની રાજધાની હતી.

વૈશાલી લિચ્છવિઓની રાજધાની હોવાને લીધે તે મગધ કે અંગ દેશમાં ન હોઈ શકે. કારણ કે ત્યાં લિચ્છવિઓનું ક્યારેય રાજ્ય ન હતું. તેમનું રાજ્ય વિદેહદેશમાં ગંગાની ઉત્તરમાં હતુ.

૫– 'વજ્જી (લિચ્છવી અને વિદેહોનું રાષ્ટ્ર) અને મગધ જનપદોની વચ્ચે ગંગા નદીની સીમા હતી."

—સુત્ત નિકાય ભૂમિકા પ્રથમ ભાગ, પૃષ્ઠ ૩

---

૨૫ ટીકાકારોએ કરેલા પ્રમાણે 'લેચ્છકી' છે કુલ્લૂકભટ્ટ અને રાઘવાનન્દ નામના બંગાળી ટીકાકારોએ આને 'નિચ્છિવિ' રૂપે લખ્યું છે. જે ઘણુ કરીને પ્રાચીન બંગના ભાષામા લકાર અને નકારને સમાન માનવાને કારણે ભ્રમથી થઈ ગયુ લાગે છે 'મનુસંહિતા'માં જોની અને બુલહર બન્નેએ 'લિચ્છવિ' પાઠ રાખ્યો છે (જુઓ– ટાઈમ્સ ઈન એન્શિયન્ટ ઈન્ડિયા, પૃષ્ઠ ૨૯૪ થી ૨૯૬) કુલ્લૂક- ભટ્ટથી મેધાતિથિ ૬૦૦ વર્ષ પહેલા અને ગોવિન્દરાજ ૩૦૦ વર્ષ પહેલા થઈ ગયા છે આ બન્નેએ 'નિચ્છિવિ' પાઠ આપ્યો છે. 'પાઇઅસદ્દ મહણ્ણવો'મા 'લિચ્છવી' અને 'લેચ્છઈ' બન્ને પર્યાયવાચી છે અને લેચ્છઈનું સંસ્કૃત રૂપ 'લેચ્છકી' છે.

(ગ) "We are told that king Bimbisara had the road all the way from Rajagaha to the Ganges decorated with flags and garlands, and that the Licchavis too had decorated the road from the Ganges to Vesali"

—Geography of Early Buddhism, page-10

અર્થાત્—રાજગૃહથી લઈને ગંગા સુધીનો આખો રસ્તો બિમ્બિસારે ધ્વજા પતાકાઓથી શણગારી રાખ્યો હતો. અને તેજ પ્રમાણે લિચ્છવિઓએ ગંગાથી વૈશાલી સુધીનો માર્ગ શણગાર્યો હતો

(ઘ) "North of the Magadhas and on the other side of the Ganges were tribes of Vajjis (chief town of Vesali) and still farther north the Mallas"

—The life of Buddha by E J Thomas page-13

---

લિચ્છવિ અને વજ્જી (સં વૃજિ) પર્યાયવાચી છે, (દેખો ટ્રા ઈ એ ઈન્ડિયા પૃષ્ઠ ૩૧૧)

મનુએ લિચ્છવિઓને વ્રાત્ય લખ્યા છે (મનુસ્મૃતિ અધ્યાય ૧૦, શ્લોક ૧૦) અર્થાત્ લિચ્છવિ મનુના મતે હીન ક્ષત્રિયો હતા પરન્તુ લિચ્છવિ હીન ક્ષત્રિયો ન હતા આ લોકો બ્રાહ્મણ ધર્મના અનુયાયી ન હોવાથી તથા અર્હંતો અને ચૈત્યો (જિનાલયો) ની પૂજા કરતા હતા તેથી મનુએ આ લોકોને વ્રાત્ય તરીકે લખ્યા લાગે છે આનુ વર્ણન અથર્વવેદમા પણ મળે છે

અર્થાત—મગધના ઉત્તરમાં અને ગંગાની પેલે પાર વજ્જીઓની જાતિ હતી. [મુખ્ય નગર વૈશાલી] અને તેનાથી પણ ઉત્તરની તરફ મલ્લો રહે છે.

" The City of Vaisali ( Basarh in the Muzaffarpur district of Bihar ) the Capital of powerful Licchavi clan, was a strong hold of Bu ddhism in the early days "

— 2500 years of Buddhism, page-320

અર્થાત્ લિચ્છવિવંશની શક્તિશાલી રાજધાની વૈશાલી (વિહારના મુજફ્ફરપુર જિલ્લાનું બસાઢ) નગર શરૂઆતના દિવસોમાં બૌદ્ધધર્મનો એક કિલ્લો હતો.

જૈનગ્રન્થોમાં ૬ આર્ય જાતિઓનું વર્ણન છે. તે જાતિઓનાં નામ આ પ્રમાણે હતાઃ–૧ ઉગ્ર, ૨ ભોગ, ૩ રાજન્ય, ૪ જ્ઞાત[1], ૫ કુરુ,અને ૬ ઈક્ષ્વાકુ રત્તી પરગણામાં બસાઢ ગામ છે.

---

૧ જ્ઞાતને માટે પ્રાકૃતમા નાય, નાત અને નાય શબ્દોનો પ્રયોગ થયેલો છે જ્ઞાત્ શબ્દનો પ્રયોગ પણ ઘણે સ્થળે થયેલો છે.

— જુઓ બૃહત્કલ્પસૂત્ર વૃત્તિ સહિત વિભાગ–૩, પત્ર ૯૧૨–૧૪

અહીં જથરિયા લોકો રહે છે. રાહુલ સાંકૃત્યાયનના મતાનુસાર આજ પ્રાચીન જ્ઞાતૃકો છે. આજ આ ગણતંત્રના સંચાલક અને તીર્થંકર ભગવાન્ મહાવીરના જન્મદાતા હતા. આ જાતિમાં જન્મ લેવાને લીધે ભગવાન્ મહાવીર 'નાતપુત્ત,' 'જ્ઞાતપુત્ર 'અથવા ' જ્ઞાતૃપુત્ર ' કહેવાય છે

બુદ્ધના સમયમાં ગંગાથી બસાઢ અથવા વૈશાલી ૩ યોજન (૨૪ માઈલ) દૂર હતી. આજકાલ પટણાથી ૨૭ માઈલ અને હાજીપુરથી ૨૦ માઈલ ઉત્તરમાં મુજફ્ફરપુર જિલ્લામાં બસાઢ ગામ છે. બસાઢથી બે માઈલ દૂર બખરાની પાસે અશોક સ્તમ્ભ છે. આનું પ્રથમ નિરીક્ષણ સેંટ માર્ટિન અને જનરલ કનિંઘામે કર્યું હતું આજ લોકોએ બસાઢના પ્રાચીન ખંડેરો તરફ ધ્યાન ખેંચ્યું હતુ. ૧૯૦૩-૪માં ડો. બ્લાખની દેખરેખ નીચે ખોદકામ થયું હતું. ત્યાર પછી ૧૯૧૩-૧૪માં ડૅાકટર સ્પૂનરે ખોદાઈ-કામ કરાવ્યું હતુ. ખાસ કરીને મોહરો અને માટીના બનેલા પદાર્થો મળ્યા છે.

આ સ્થાન આજકાલ 'રાજાવિશાલનો ગઢ' ના નામથી પ્રસિદ્ધ છે. આ વિસ્તૃતાકાર છે. ઈંટોથી ભરેલ ઉંચુ સ્થાન છે. આનો ઘેરાવો લગભગ એક માઈલમાં છે. ડો. બ્લાખના માપના હિસાબે આ ગઢ ઉત્તરમાં ૭૫૭ ફીટ, દક્ષિણમાં ૭૮૦ ફીટ, પૂર્વમાં ૧૬૫૫ ફીટ તથા પશ્ચિમમાં ૧૬૫૦ ફીટ લાંબો છે. આજુબાજુના ખેતરો કરતાં ખંડેરોની ઉંચાઈ લગભગ

૮ ફીટ છે. આની ત્રણ બાજુ–દક્ષિણ દિશાને છોડીને એક ખાઈ જેવું છે. આ અત્યારે ૧૨૫ ફીટ પહોળી છે. પરંતુ કનિંઘામે આની પહોળાઈ ૨૦૦ ફીટ લખી છે. જેથી ગઢના ત્રણ તરફ તળાવ હોવાનું અનુમાન થાય છે. વર્ષા ઋતુમાં અને શિયાળામાં દક્ષિણ બાજુ થઈને ગઢ ઉપર જઈ શકાય છે

ગઢની પાસે લગભગ ૩૦૦ ગજ દૂર દક્ષિણ–પશ્ચિમમાં એક સ્તૂપ છે. આ ઇંટાનો બનેલો છે. અને આજુબાજુના ખેતરોથી ૨૩ ફીટ અને ૮ ઈંચ ઊંચો છે. ધરતી ઉપર એનો વ્યાસ ૧૪૦ ફીટ છે. આ સ્તૂપની ચર્ચા ચીનીઓએ નથી કરી. અહીંઆ સ્તૂપની પાસે ખોદાઈ કામ કરતાં મધ્યકાલીન યુગના બે સુંદર કોતરેલા પત્થરના થાંભલાઓ મળ્યા છે.

ગઢની પશ્ચિમે બાવન તળાવોની ઉત્તરીય ટેકરા ઉપર એક ન્હાનું એવું આધુનિક મંદિર છે. ત્યાં કેટલીએ મધ્યકાલીન ખંડિત બુદ્ધ, બોધિસત્ત્વ, વિષ્ણુ, હર–ગૌરી, ગણેશ, સપ્તમાતૃકા તેમજ જૈન તીર્થંકરોની પ્રતિમાઓ પ્રાપ્ત થઈ છે. અહીં આ સૌથી વધારે મહત્ત્વપૂર્ણ જ ચીજો મળેલી છે, તે મહારાજાઓ મહારાણીઓ તથા બીજા અધિકારીઓની પોતાના નામથી અંકિત સેંકડો મોહરો છે. તે મોહરો ઉપર જે કંઈ લખેલુ છે તેના કેટલાક નમૂનાઓ નીચે આપીએ છીએ.

१ महाराजाधिराजश्रीचन्द्रगुप्त-पत्नी महाराजश्रीगो-

विन्दगुप्तमाता महादेवी श्री ध्रुवस्वामिनी.
અર્થ– મહારાજાધિરાજ શ્રીચંદ્રગુપ્તની પત્ની, મહારાજ શ્રી ગોવિન્દગુપ્તની માતા મહાદેવી શ્રી ધ્રુવ સ્વામિની.

२ युवराजभट्टारक–पादीय बलाधिकरण ।

અર્થ–માનનીય યુવરાજના સૈન્યની ઓફીસ

३ श्री परमभट्टारक पादीय कुमारामात्याधिकरण ।

અર્થ– રાજાની સેવામાં લીન કુમારના મંત્રીની ઓફીસ,

४ दण्डपाशाधिकरण ।

અર્થ– પોલીસના વડાની ઓફીસ.

५ तीरभुक्त्युपरिकाधिकरण ।

અર્થ – તિરહુત (તીરભુક્તિ)ના રાજ્યપાલનું કાર્યાલય.

६ तीरभुक्तौ विनयस्थितिस्थापकाधिकरण ।

અર્થ– તીરભુક્તિના સમાચાર–સંશોધકનું કાર્યાલય.

७ वैशाल्यधिष्ठानाधिकरण ।

અર્થ– વૈશાલી નગરીના રાજ્ય–શાસનનું કાર્યાલય.

બનિયા અને ચકરામદાસ

બસાઢ ગઢથી ઉત્તર–પશ્ચિમમાં લગભગ એક માઈલ દૂર બનિયાગામ છે એનો દક્ષિણી ભાગ ચકરામદાસ છે એચ

બી. ડબ્લ્યૂ. ગૈરિકે અહીં બે પત્થરની મૂર્તિઓ હોવાનો ઉલ્લેખ કર્યો છે. જે ૨ " ૨ "x ૧૪ "x ૩ " અને ૧ " ૧૦ "x ૧" x૩ " હતી. અહીંઆ કેટલાક માટીના પદાર્થો, મૂર્તિઓ અને સિક્કાઓ મળેલા છે. માટીનો બનેલો દીવો (દીવેટ) પણ તેમાં એક છે. ગળામાં પહેરવાની કેટલીક ચીજો પણ મળેલી છે. ગઢ અને ચકરામદાસની વચ્ચે લગભગ અડધો માઈલ લાંબુ એક તળાવ છે. જે ઘોડદોડ નામથી પ્રસિદ્ધ છે. ચકરામદાસના દક્ષિણ પશ્ચિમમાં કેટલાક ઊંચા સ્થળો છે. જેના ઉપર પ્રાચીન ખંડેરો મળેલા છે.

## કોલ્હુઆ

ગઢથી ઉત્તર-પશ્ચિમમાં બે માઈલ ઉપર કોલ્હુઆમાં અશોક સ્તમ્ભ, [ બખરાથી દક્ષિણ-પૂર્વ દિશામાં ૧ માઈલ ] સ્તૂપ અને મર્કટહૃદ (આધુનિક નામ રામકુંડ) છે. વૈશાલીના સંબંધમાં હુએનસાંગે જે વર્ણન કર્યું છે, તે બરાબર આને મળતું આવે છે. હુએનસાંગે વૈશાલીના રાજપ્રાસાદનો ઘેરાવો ૪-૫ લી બતાવ્યો છે. અને ગઢનો ઘેરાવો ૫૦૦૦ ફીટથી કંઈક ઓછો છે. આ બન્ને બાબતો એક બીજાને ઘણી જ મળતી આવે છે. આ ચીની પરિવ્રાજકે લખ્યું છે કે—'ઉત્તર પશ્ચિમમાં અશોકે બનાવેલો એક સ્તૂપ હતો અને ૫૦ કે ૬૦ ફીટ ઉંચો એક થાંભલો હતો, જેના શિખર ઉપર સિંહ કોતરેલો હતો. થાંભલાની દક્ષિણે એક તળાવ હતું. જ્યારે બુદ્ધ આ ઠેકાણે રહેતા

હતા ત્યારે તેમના વપરાશને માટે આ ખોદવામાં આવ્યુ હતું. તળાવડાથી કંઈક દૂર પશ્ચિમમાં એક બીજો સ્તૂપ હતો. આ તે સ્થાને બનેલો હતો કે જ્યાં વાનરાઓએ બુદ્ધને મધ આપ્યું હતું. તળાવડાના ઉત્તર-પૂર્વ ખૂણામાં વાંદરાની એક મૂર્તિ હતી.'

આજકાલ આની સ્થિતિ નીચે પ્રમાણે જોવા મળે છે-- કોલ્હુઆમા એક થાંભલો છે જેના ઉપર સિંહની આકૃતિ છે. આના ઉત્તરમાં અશોકે બનાવેલો એક સ્તૂપ છે. સ્તૂપના દક્ષિણ તરફ રામકુંડ નામથી પ્રસિદ્ધ એક તળાવ છે. જે બૌદ્ધ-ઇતિહાસમાં 'મર્કટહ્રદ'ના નામથી પ્રસિદ્ધ છે

અશોક સ્તમ્ભ 'ભીમની લાઠી'ના નામથી અહીં પ્રસિદ્ધ છે. આ જમીનથી ૨૧ ફીટ ૯ ઈંચ ઊંચું છે. થાંભલાનો ઉપરનો ભાગ ૨ ફીટ ૧૦ ઈંચ ઊંચો છે. અને ઘંટીના આકારનો છે આના ઉપર પત્થરની શિલા છે જેના ઉપર ઉત્તરાભિમુખ સિંહ બેઠેલો છે જનરલ કનિંઘામે ૧૪ ફીટ નીચે સુધી આનુ ખોદકામ કરાવ્યું હતુ. અને તે પાયો નીચે પણ એવો જ ચીકણો જણાયો હતો, જેવો ઉપર છે. થાંભલાથી ઉત્તરમાં ૨૦ ગજ દૂર એક તૂટેલો સ્તૂપ છે. આ ૧૫ ફીટ ઊંચો છે જમીન ઉપર આનો વ્યાસ ૬૫ ફીટ છે, અને આમાં લાગેલી ઈંટોનું માપ ૧૨" × ૯૩" × ૨૩" છે. સ્તૂપની ઉપર એક આધુનિક મંદિર છે. તેમાં બોધિવૃક્ષની

નીચે ભૂમિસ્પર્શમુદ્રામાં બેઠેલી બુદ્ધની એક વિશાલ મૂર્તિ છે. જે મુગુટ હાર અને કાનના આભૂષણ સહિત છે. બુદ્ધના મસ્તકની બન્ને બાજુએ મુગુટ અને આભૂષણ પહેરેલી બે બેઠેલી મૂર્તિઓ છે. તેમના હાથો એવી રીતે રહેલા છે કે જાણે તેઓ પ્રાર્થના ન કરી રહ્યા હોય. આ બન્ને ન્હાની મૂર્તિઓની નીચે નીચેની પંક્તિઓ નાગરી લિપિમાં લખેલી છે. :—

१ देयधर्म्मोऽयम् प्रवरमहायानयायिनः करणिकोच्छाहः (= उत्साहस्य ) मा ( णि ) णक्य–सुतस्य.

२ यदत्रपुण्यम् तद् भवत्वाचार्योपाध्याय–मातापितोरात्मनश्च पूर्व्वंगमम ( कृ )—

३ त्वा सकल–स( त्) त्वराशेरनुत्तर–ज्ञानावाप्तयैति ।"

અર્થાત્ – માણિક્યના પુત્ર લેખક અને મહાયાનના પરમ અનુયાયી ઉત્સાહે ધર્મપૂર્વક કરેલું આ દાન છે. આનાથી જે કંઈ પુણ્ય ઉપાર્જન થાય તે આચાર્ય, ઉપાધ્યાય, માતા–પિતા અને પોતાનાથી લઈને સમસ્ત પ્રાણીમાત્રના અનંત કલ્યાણની પ્રાપ્તિ માટે થાઓ."

સ્તમ્ભથી ૫૦ ફીટ દૂર રામકુંડ અથવા મર્કટહ્રદ છે. જેના કાંઠા પર કૂટાગારશાલા હતી. કૂટાગારશાલામાં જ બુદ્ધે આનન્દને પોતાના નિર્વાણની સૂચના આપી હતી ખોદકામ કરતાં પૂર્વથી પશ્ચિમ તરફ જતી એક મોટી ભીંત મળી છે. જે

હતા ત્યારે તેમના વપરાશને માટે આ ખોદવામાં આવ્યું હતું. તળાવડાથી કંઈક દૂર પશ્ચિમમાં એક બીજો સ્તૂપ હતો. આ તે સ્થાને બનેલો હતો કે જ્યાં વાનરાઓએ બુદ્ધને મધ આપ્યું હતું. તળાવડાના ઉત્તર-પૂર્વ ખણામાં વાંદરાની એક મૂર્તિ હતી.'

આજકાલ આની સ્થિતિ નીચે પ્રમાણે જોવા મળે છે--- કોલ્હુઆમાં એક થાંભલો છે જેના ઉપર સિંહની આકૃતિ છે. આના ઉત્તરમાં અશોકે બનાવેલો એક સ્તૂપ છે. સ્તૂપના દક્ષિણ તરફે રામકુંડ નામથી પ્રસિદ્ધ એક તળાવ છે. જે બૌદ્ધ-ઇતિહાસમાં 'મર્કટહ્રદ'ના નામથી પ્રસિદ્ધ છે.

અશોક સ્તમ્ભ 'ભીમની લાઠી'ના નામથી અહીં પ્રસિદ્ધ છે. આ જમીનથી ૨૧ ફીટ ૯ ઈંચ ઊંચું છે. થાંભલાનો ઉપરનો ભાગ ૨ ફીટ ૧૦ ઇંચ ઊંચો છે. અને ઘંટીના આકારનો છે આના ઉપર પત્થરની શિલા છે જેના ઉપર ઉત્તરાભિમુખ સિંહ બેઠેલો છે. જનરલ કનિંઘામે ૧૪ ફીટ નીચે સુધી આનું ખોદકામ કરાવ્યું હતું. અને તે પાયો નીચે પણ એવો જ ચીકણો જણાયો હતો, જેવો ઉપર છે. થાંભલાથી ઉત્તરમાં ૨૦ ગજ દૂર એક તૂટેલો સ્તૂપ છે. આ ૧૫ ફીટ ઊંચો છે. જમીન ઉપર આનો વ્યાસ ૬૫ ફીટ છે, અને આમાં લાગેલી ઈંટોનું માપ ૧૨" × ૯½" ×૨½" છે. સ્તૂપની ઉપર એક આધુનિક મંદિરછે. તેમાં બોધિવૃક્ષની

નીચે ભૂમિસ્પર્શમુદ્રામાં બેઠેલી બુદ્ધની એક વિશાલ મૂર્તિ છે. જે મુગુટ હાર અને કાનના આભૂષણ સહિત છે. બુદ્ધના મસ્તકની બન્ને બાજુએ મુગુટ અને આભૂષણ પહેરેલી બે બેઠેલી મૂર્તિઓ છે. તેમના હાથો એવી રીતે રહેલા છે કે જાણે તેઓ પ્રાર્થના ન કરી રહ્યા હોય. આ બન્ને ન્હાની મૂર્તિઓની નીચે નીચેની પંક્તિઓ નાગરી લિપિમાં લખેલી છે. :--

१ देयधर्म्मोऽयम् प्रवरमहायानयायिनः करणिकोच्छाहः (= उत्साहस्य) मा (णि) णक्य-सुतस्य.

२ यदत्रपुण्यम् तत् भवत्वाचार्योपाध्याय-मातापितोरात्मनश्च पूर्व्वंगमम (कृ)--

३ त्वा सकल-स(त्)त्वराशेरनुत्तर-ज्ञानावाप्तयैति ।"

અર્થાત્ - માણિક્યના પુત્ર લેખક અને મહાયાનના પરમ અનુયાયી ઉત્સાહે ધર્મપૂર્વક કરેલું આ દાન છે. આનાથી જે કંઈ પુણ્ય ઉપાર્જન થાય તે આચાર્ય, ઉપાધ્યાય, માતા-પિતા અને પોતાનાથી લઈને સમસ્ત પ્રાણીમાત્રના અનંત કલ્યાણની પ્રાપ્તિ માટે થાઓ."

સ્તમ્ભથી ૫૦ ફીટ દૂર રામકુંડ અથવા મર્કટહ્રદ છે. જેના કાંઠા પર કૂટાગારશાલા હતી. કૂટાગારશાલામાં જ બુદ્ધે આનન્દને પોતાના નિર્વાણની સૂચના આપી હતી ખોદકામ કરતાં પૂર્વથી પશ્ચિમ તરફ જતી એક મોટી ભીંત મળી છે. જે

પાકી ઈંટોની બનેલી છે. ઈંટો ૧૫૬" × ૯૬" × ૨" છે. ભીંતના પશ્ચિમ છેડે એક ન્હાના સ્તૂપના અવશેષો મળ્યા છે. આ સ્તૂપની ઘણી ઈંટો આમતેમ પડેલી છે. સવા સાત ઈંચના વ્યાસવાળી એક ગોળ ઈંટ હતી જેનો ઉપરનો ભાગ ગોળ હતો. આના વચમાં એક ગોળ કાણું હતું. કનિંઘામનું માનવું છે કે આ ઈંટ સ્તૂપના શિખર પરની હશે.

કોલ્હુઆ, બનિયા અને બસાઢની પશ્ચિમમાં "ન્ચોરી નાલા" નામની નદીનો પટ ઘણે દૂર સુધી ફેલાયેલો છે. અત્યારે આમાં ખેતી થાય છે.

અહીંઆ એક એવી લોકોક્તિ ચાલે છે કે પ્રાચીન વૈશાલીની ચારે તરફ ખૂણાઓમાં ચાર શિવલિંગો હતા. પરન્તુ આનો કોઇ આધાર મળતો નથી. અને એની સાબીતી માટે ન કોઈ પ્રમાણ છે. ઉત્તર-પૂર્વી 'મહાદેવ' જે ફૂમનછપરાગાછીમાં છે તે વાસ્તવમાં બુદ્ધની મૂર્તિ છે. જે ચતુર્મુખ છે. ઉત્તર-પશ્ચિમમાં એક આરસપાહણનું લિંગ બનેલું છે જે બિલકુલ આધુનિક છે. અહિંના લોકો આ બન્નેને મહાદેવના રૂપમાં ખૂબ જ ભક્તિ-ભાવથી પૂજે છે.

## વૈશાલીમાં ચીનીયાત્રી

વૈશાલીમાં ફાહિયાન અને હુએનસાંગ વગેરે ચીની યાત્રીઓ આવ્યા હતા. એ લોકોએ પોતાના પ્રવાસ-વર્ણનોમાં એનું વર્ણન કર્યું છે.

ફાહિયાને લખ્યુ છે કે–' વૈશાલી નગરના ઉત્તરમાં રહેલા 'મહાવન' માં કૂટાગારવિહાર છે કે જે બુદ્ધદેવનું નિવાસ–સ્થાન છે. આનંદનો અર્દ્ધાંગ સ્તૂપ છે. શહેરમાં અંબપાલી નામની વેશ્યા રહેતી હતી. તેણે બુદ્ધદેવનો સ્તૂપ બનાવરાવ્યો, તે હજુ સુધી તેવો જ છે. શહેરના દક્ષિણમાં ત્રણ 'લી' ઉપર અંબપાલી વેશ્યાનો બગીચો છે, જે તેણે બુદ્ધદેવને દાનમાં આપ્યો કે તેઓ આમાં રહે બુદ્ધદેવ પરિનિર્વાણને માટે જ્યારે શિષ્યો સાથે વૈશાલીના પશ્ચિમ દરવાજે થઈને નિકળ્યા તો જમણી તરફ વૈશાલી નગરને જોઈને શિષ્યોને કહ્યું કે આ મારી છેલ્લી વિદાય છે, પછી લોકોએ ત્યાં સ્તૂપ બનાવરાવ્યો.

અહીંથી પશ્ચિમ તરફ ત્રણ ચાર 'લી' ઉપર એક સ્તૂપ છે બુદ્ધદેવના પરિનિર્વાણ પછી સો વર્ષ બાદ વૈશાલીના ભિક્ષુકોએ વિનય દશ-શીલની વિરુદ્ધ આચરણ કર્યું હતું.

આ સ્થળેથી ચાર યોજન આગળ ચાલીને પાંચ નદીઓના સંગમ ઉપર પહોંચ્યા. આનન્દ પરિનિર્વાણ માટે મગધથી વૈશાલી ગયો. દેવતાઓએ અજાતશત્રુને ખબર આપી અજાતશત્રુ તરત જ સેના સાથે રથ ઉપર ચડીને નદી ઉપર પહોંચ્યો વશાલીના લિચ્છવિઓએ પણ આનંદનુ આગમન સાંભળ્યુ અને સત્કાર કરવા નદી ઉપર જઈ પહોંચ્યા. આનન્દે વિચાર્યું કે આગળ જઈશ તો અજાતશત્રુને ખોટું લાગશે અને પાછો વળીશ તો લિચ્છવિઓ રોકશે પરિણામે તેઓએ નદીની વચમાં

જ 'तेजोकसिण' (तेज कृत्स्न) સમાધિવડે પરિનિર્વાણ પ્રાપ્ત કર્યું. શરીરને બે ભાગોમાં વિભક્ત કરી એક એક ભાગ બન્ને કાંઠાઓ ઉપર પહોંચાડયો અને બન્ને રાજાઓને અડધો અડધો શરીરનો ભાગ મળ્યો. તેઓ તે લઈ ને પાછા વળી ગયા અને પોતપોતાના સ્થાને સ્તૂપ બનાવરાવ્યા."

હુએનસાંગે પોતાના યાત્રા-પ્રકરણમાં લખ્યુ છે કે—"આ રાજ્યનું ક્ષેત્રફલ લગભગ પાંચ હજાર લીર છે-ભૂમિ ઉત્તમ અને ઉપજાઉ છે. ફલ અને ફૂલ ખૂબ થાય છે, ખાસ કરીને કેરી અને કેળાં, અને લોકો એનો ઉપયોગ પણ ખૂબ કરે છે હવા-પાણી સ્વભાવિક અને અનુકૂળ આવે એવાં છે, અને મનુષ્યોનાં આચરણ શુદ્ધ અને પવિત્ર છે. અહીંના લોકોની ધર્મ-પ્રત્યે રુચિ છે, અને વિદ્યાની ખૂબ જ કદર કરનારાં છે[3] વિરોધી અને બૌદ્ધો બન્ને મળીને રહે છે કોઈ સેકડો સઘારામો અહીં હતાં પરન્તુ તે બધાં ખંડેરો થઈ ગયા છે કોઈ બે-ચાર

---

૧ એક પ્રકારનો યોગાભ્યાસ છે, જેમા આખને તેજ ખંડ ઉપર લગાવીને ધીરે ધીરે આખા ભૂમંડલને તેજોમય જોવાની ભાવના કરવામાં આવે છે

બુદ્ધચર્યા – પૃષ્ઠ ૫૮૩

૨ કનિઘામની 'એનસિયન્ટ જિઓગ્રાફી ઓફ ઇન્ડિયા' (સ શ્રી. સુરેન્દ્રનાથ મજમૂદાર)મા પૃષ્ઠ ૬૫૭ ઉપર ૧ માઈલને ૫ ૯૨૫ અથવા ૬ લી લગભગ માની છે એક યોજનામા ૮ માઈલ માનવામાં આવે છે

૩ આજકાલ પણ એજ સ્થિતિ છે

બાકી છે પરન્તુ તેમાં સાધુઓ નથી. કોઈ ઠેકાણે છે તો બહુ જ થોડા. દસ વીસ મન્દિરો દેવતાઓના છે, જેમાં અનેક મતાનુયાયીઓ ઉપાસના કરે છે. જૈનધર્મને માનનારાઓ મોટી સંખ્યામાં છે.

વૈશાલીનું પ્રધાન શહેર બીલકુલ ઉજ્જડ છે. આનું ક્ષેત્રફલ ૬૦થી૭૦ લી સુધી અને રાજમહેલનો વિસ્તાર ચાર કે પાંચ 'લી'ના ઘેરાવામાં છે. ઘણા ઓછા લોકો આમાં રહે છે. રાજધાનીના પશ્ચિમોત્તર પાંચ કે છ 'લી' દૂર એક સંઘારામ છે. આમાં કેટલાક સાધુઓ રહે છે. આ લોકો સમ્મતીય સંસ્થા પ્રમાણે હીનયાન સંપ્રદાયના અનુયાયી છે.

ક્ષત્રિયકુંડ

બસાઢની પાસે વાસુકુંડ નામનું સ્થાન છે, જે પ્રાચીન ક્ષત્રિયકુંડનું સ્થાનાપન્ન છે. જૈન શાસ્ત્રોમાં આનો સ્થાન નિર્દેશ કરતાં લખ્યું છે કે—

> १ अत्थि इह भरहवासे मज्झिमदेसस्स मण्डणं परमं।
> सिरिकुण्डगामनयरं वसुमइरमणीतिलयभूयं ॥७॥
>
> —नेमिचन्द्रसूरिकृत महावीरचरिय पत्र २६

ભારતના મજ્ઝમ (મધ્યદેશ) માં કુંડગ્રામ નગર છે.

२ जम्बुद्दीवे णं दीवे भारहे वासे . . . दाहिणमाहिणकुंडपुर-संनिवेसाओ उत्तरखत्तियकुंडपुरसन्निवेसंमि नायाणं खत्तियाणं

सिद्धत्थस्स खत्तियस्स कासवगुत्तस्स तिसलाए खत्तियाणीए वासिट्ठसगुत्ताए असुभाणं पुग्गलाणं अवहारं करित्ता सुभाणं पुग्गलाणं पक्खेवं करित्ता कुच्छिसि गब्भं साहरइ।

—आचाराङ्गसूत्र ( टीका सहित ). पत्र २८८

જંબૂદ્વીપના ભારતવર્ષમાં દક્ષિણ બ્રાહ્મણકુંડપુર-સન્નિવેશથી (ચાલીને) ઉત્તર ક્ષત્રિયકુંડપુર સન્નિવેશમાં જ્ઞાતૃક્ષત્રિયોના કાશ્યપગોત્રીય સિદ્ધાર્થક્ષત્રિય (રાજા)ની (પત્ની) વાસિષ્ઠગોત્રીય ત્રિશલા ક્ષત્રિયાણી (રાણી) ની કુક્ષિમાં અશુભ પુદ્‌ગલોને દૂર કરીને શુભ-પુદ્‌ગલોને નાખીને ગર્ભ-પ્રવેશ કરાવે છે.

૩ ભગવાનને આચારાઙ્ગસૂત્રમાં વિદેહવાસી કહ્યા છે. જોકે ટીકાકારોએ આના એકજ જેવા અર્થો કર્યા છે, પરન્તુ તે ઠીક નથી. નીચે અમે કલ્પસૂત્રમાં આવેલા 'વિદેહ' શબ્દનો પ્રમાણપૂર્વક ખુલાસો કરીએ છીએ. તે ઉપરથી વાચકો સત્ય સમજી શકશે.

(ક) કલ્પસૂત્રમાં આવેલો વિદેહ સંબંધી પાઠ નીચે પ્રમાણે છે.

" नाए नायपुत्ते नायकुलचन्दे विदेहे विदेहदिन्ने विदेहजच्चे विदेहसूमाले तीसं वासाइं विदेहंसि कट्टु।" सूत्र ११.

આજ પાઠ આચારાંગસૂત્રમાં પણ છે.

શ્રી વિનયવિજયજી ઉપાધ્યાયે બનાવેલી 'કલ્પસૂત્ર' ઉપરની પોતાની 'સુબોધિકા' નામની ટીકામાં 'विदेह' શબ્દનો અર્થ "(विदेहे) वज्रऋषभनाराचसंहननसमचतुरस्रसंस्थानमनोहरत्वात् विशिष्टो देहो यस्य स विदेहः" (पृ २६२, ६३) કર્યો છે, જે સંગત નથી લાગતો. એમ લાગે છે કે 'આવશ્યકચૂર્ણિ'નો પાઠ તેઓના જોવામાં નથી આવ્યો. જો જોયો હોત તો આવો અર્થ ન કરત. આવશ્યકચૂર્ણિનો પાઠ અમે નીચે આપીએ છીએ.

" .... णाते णातपुत्ते णातकुलविणिव्वट्टे विदेहे विदेहदिन्ने विदेहजच्चे विदेहसूमाले सत्तुस्सेहे समचउरंससंठाणसहिते वज्जरिसभणारायसंघयणे अणुलोमवायुवेगे कंकग्गहणी कवोयपरिणामे ।"

—ऋ के. पेटी. रतलामप्रकाशित 'आवश्यकचूर्णि.' पृ २६२

આમાં 'વિદેહ' શબ્દ હોવા છતાં પણ કલ્પસૂત્રના ટીકાકારોએ વિદેહ શબ્દનો જે અર્થ કર્યો છે તે અહીં જુદી જ રીતે समचउरंससंठाणसहिते वज्जरिसिभणारायसंघयणे" આ શબ્દોમાં રહેલો છે. આનાથી એ સ્પષ્ટ થાય છે કે તેમનું ધ્યાન ભગવાનની જન્મભૂમિ તરફ—જે ખાસ બાબત હતી, ન જતાં તેમના શરીરના બંધારણ (વજ્રઋષભનારાચ સંઘયણ અને સમચતુરસ્રસંસ્થાન) ની તરફ વધારે ગયુ.

ડૉ. જેકોબીએ 'विदेह' શબ્દનો અર્થ ખુબ સંગત કર્યો છે. તેઓએ sacred books of the East' ના ૨૨મા

વિભાગના પૃષ્ઠ ૨૫૬ ઉપર આનો અર્થ 'A videha' અર્થાત્ 'વિદેહવાસી' કર્યો છે. પરન્તુ 'विदेहजच्चे'નો અર્થ 'A native of videha' અર્થાત્ 'વિદેહ નિવાસી કર્યો છે. જો કે ઠીક નથી. 'विदेहजच्चे'નો અર્થ 'વિદેહ દેશમાં શ્રેષ્ઠ' હોવો જોઈએ, કારણ કે 'जच्चो जात्य:'નો અર્થ 'ઉત્કૃષ્ટ' કરવામાં આવ્યો છે. જેમ 'जात्यः उत्कृष्ट इत्यर्थ ।' (આવશ્યકનિર્યુકિત હારિભદ્રીય ટીકા પત્ર ૧૮૩ / ૧)

(ખ) હવે અમે અમારા ઉપરના અર્થના સમર્થન માટે 'કલ્પસૂત્ર'ની 'સન્દેહવિષૌષધિટીકા' [શ્રી જિનપ્રભસૂરિકૃત] નું ઉદ્ધરણ આપીએ છીએ —

"एतेषां च पदानां क्वापि वृत्तिर्न दृष्टा, अतो वृद्धाम्नायादन्यथापि भावनीयानि" (પૃષ્ઠ ૯૫) અર્થાત્ આ પદોની વ્યાખ્યા કોઈ પણ ઠેકાણે જોવામાં નથી આવી તેથી પરમ્પરાથી જુદો અર્થ પણ તેનો થઈ શકે છે આ ઉદ્ધરણથી અમારી ધારણાને પૂરેપૂરો ટેકો મળે છે, એમાં જરા પણ સન્દેહ નથી

(ગ) અમારી માન્યતાનું વિશેષ સમર્થન કલ્પસૂત્રના બંગાલી અનુવાદ (વસન્તકુમાર ચટ્ટોપાધ્યાય એમ. એ. કૃત) થી પણ થાય છે તેઓ લખે છે —

'દક્ષ,દક્ષપ્રતિજ્ઞ, આદર્શ રૂપવાન્, આલીન (કાચબાની માફક સંલીન વૃત્તિ), ભદ્રક (સુલક્ષણ), વિનીત, જ્ઞાત (સુવિ-

દિત, પ્રસિદ્ધ), જ્ઞાતિપુત્ર,' જ્ઞાતિકુલચન્દ્ર, વૈદેહ, વિદેહદત્તાત્મજ, વૈદેહશ્રેષ્ઠ, વૈદેહસુકુમાર, શ્રમણ ભગવાન્ મહાવીર ત્રિશ વત્સર વિદેહ દેશે કાટાઈયા માતાપિતાર દેવત્વ પ્રાપ્તિ હઇલે ગુરુજન ઓ મહત્તરગણેર અનુમતિ લઇયા સ્વપ્રતિજ્ઞા સમાપ્ત કરિયા છિલેન.'

—કલ્પસૂત્ર, વસન્તકુમાર ચટ્ટોપાધ્યાય એમ. એ.
કલકત્તા વિશ્વવિદ્યાલય, ૧૯૫૩ પૃ ૮૭

આ બધા પ્રમાણોથી એ તાત્પર્ય નિકલે છે કે ભગવાન્‌નો જન્મ વિદેહ દેશમાં જ થયો હતો. મગધ કે અંગ દેશમાં નહિ. છેવટે અમે આ વાતને વધારે પુષ્ટ કરવા માટે દિગમ્બર ગ્રંથોના પણ પ્રમાણો આપીએ છીએ.

(૪) દિગમ્બર-શાસ્ત્રોમાં પણ કુંડપુરને જંબૂદ્વીપના ભારતવર્ષમાં વિદેહદેશની અંદર બતાવ્યુ છે.

(क) उन्मीलितावधिदृशा सहसा विदित्वा
तज्जन्मभक्तिभरतः प्रणतोत्तमाङ्गाः ।
घण्टानिनादसमवेतनिकायमुख्या
दिष्टया ययुस्तदिति कुण्डपुरं सुरेन्द्राः ॥१७-६१ ॥

(મહાકવિ અસગ (ઈ સ. ૯૮૮) વિરચિત વર્ધમાન ચરિત્ર)

(ख) सिद्धार्थनृपतितनयो भारतवास्ये विदेहकुण्डपुरे ।
देव्यां प्रियकारिण्यां सुस्वप्नान् संप्रदर्श्य विभुः ॥४॥

(આચાર્ય પૂજ્યપાદ (વિ. ૫મી શતાબ્દિ) વિરચિત
દશભક્તિ પૃ. ૧૧૬)

(ग) अथ देशोऽस्ति विस्तारी जम्बूद्वीपस्य भारते ।
विदेह इति विख्यातः स्वर्गखण्डसम श्रियः ॥१॥
तत्राखडलनेत्रालीपद्मिनीखण्डमण्डनम् ।
सुखांभः कुण्डमाभाति नाम्ना कुण्डपुरं पुरम् ॥५॥

(આચાર્ય જિનસેન (વિ. ૮મી શતાબ્દિ) વિરચિત
હરિવંશપુરાણ ખંડ ૧, સર્ગ ૨)

(घ)..............................
भरतेऽस्मिन् विदेहाख्ये विषये भवनाङ्गणे ॥२५१॥
राज्ञ- कुण्डपुरेशस्य वसुधारापतत्पृथुः ।
......................... ॥२५२॥

(આચાર્ય ગુણભદ્ર (વિ. ૯મી શતાબ્દિ) વિરચિત ઉત્તર
પુરાણ પૃ. ૪૬૦, ભારતીય જ્ઞાનપીઠ કાશીથી પ્રકાશિત)

(ङ) ..............................

विदेहविषये कुण्डसञ्ज्ञायां पुरि भूपतिः ॥७॥

नाथो नाथकुलस्यैकः सिद्धार्थाख्यस्त्रिसिद्धिभाक् ।
तस्य पुण्यानुभावेन प्रियासीत् प्रियकारिणी । ८॥
(ઉપર્યુક્ત પૃષ્ઠ ૪૮૨.)

ઉપર આપેલા પ્રમાણોમાં ક્ષત્રિયકુંડગામને મજ્ઝિમ દેશમાં રહેલ વિદેહદેશની અંદર બતાવેલ છે. ઉપરના નિર્દેશ પ્રમાણે 'મજ્ઝિમદેશ' આર્યાવર્તનું બીજું નામ છે. એની અંદર જ વિદેહ દેશ છે. બીજી રીતે વિચારીએ તો ક્ષત્રિયકુંડ એ વિદેહ દેશનું એક સ્વતંત્ર નગર જ છે,

ભગવાનને શાસ્ત્રોમાં 'વેસાલિય' અર્થાત "વૈશાલિક"ના નામે લખ્યા છે. "વૈશાલિક"ની વ્યાખ્યા કરતાં તેઓએ લખ્યું છે કે—

(१) विशाला जननी यस्य विशालं कुलमेव च ।
विशालं वचनं चास्य तेन वैशालिको जिनः ॥

—सूत्रकृताङ्ग शीलाङ्काचार्य टीका अ० २ उद्दे० ३.

વિશાલાપુત્ર ( विशालाया अपत्यं वैशालिकः ) પ્રભુ. વિશાલ રાજાના કુલના હોવાથી અને વિશાલ વચનવાળા હોવાથી વૈશાલિક કહેવાતા હતા.

(२) तत्थ णं सावत्थीए नयरीए पिंगलए णामं नियंठे वेसालिअसावए परिवसइ (मूल छाया)-तस्यां श्रावस्त्यां

नगर्यां पिङ्गलको नाम निर्ग्रन्थो वैशालिकश्रावकः परिवसति ।
—भगवतीसूत्र सटीक, भाग १, पृष्ठ २३१

તે શ્રાવસ્તી નગરીમાં પિંગલક નામનો નિર્ગ્રન્થ વૈશાલિક શ્રાવક રહેતો હતો.

ભગવાનના વૈશાલિક નામથી તેમનો વૈશાલી સાથે ગાઢ સંબન્ધ હતો એ સ્પષ્ટ થાય છે. જેવી રીતે વિદેહમાં વસવાને લીધે તેઓ 'વિદેહ' (વૈદેહ)ના નામથી સંબોધાતા, તે જ પ્રમાણે 'વૈશાલી' દેશથી તેમનો સંબન્ધ હોવાથી તેઓ 'વૈશાલિક' પણ કહેવાતા.

'વૈશાલિક' શબ્દની વ્યાખ્યા 'विशाले (देशे) भवः वैशालिकः'એવી કરવાથી પૂર્વની સાથે અર્થની સંગતિ ઠીક બેસે છે. જેમ વિદેહ (વૈદેહ) નો અર્થ વિદેહદેશવાસી કર્યો છે. વિદેહ દેશની જેમ 'વૈશાલી' પણ દેશ તરીકે જ બોલાતો હતો, જેવી રીતે દીઘનિકાયના મહાપરિનિબ્બાણ સુત્ત (પૃ. ૧૨૮, મહાબોધિ ગ્રંથમાલા-પુષ્પ ૪, ઈ.સ ૧૯૩૬)માં અમ્બપાલી ગણિકા સભિક્ષુ-સંઘ બુદ્ધને આપેલા પોતાને આમંત્રણને લિચ્છવિઓએ પોતાને આપવા માટે કરેલી પ્રાર્થનાના જવાબમાં કહે છે કે 'હે આર્યપુત્રો! જો વૈશાલી-જનપદ આપો તો પણ આ મહાન્ ભાત (ભોજન) ને નહીં આપું.

તેનું બીજું પ્રમાણ એ છે કે—

" The Vaisali country is described by the pilgrim as being above 5000 li in circuit. "
— On Yuan Chwanges, vol II page-63

અર્થાત્-યાત્રી (હુએનસાંગે) વૈશાલી દેશનું વર્ણન કરતાં તેનો ઘેરાવો ૫૦૦૦ 'લી' કરતાં વધારે બતાવ્યો છે

તેથી આજસુધી 'વિશાલા' કે 'વૈશાલી'ને શહેર સમજીને જે અર્થો કરવામાં આવ્યા છે તે બધા ભ્રામક છે. અને કુંડપુર જે વૈશાલીની સમીપમાં હતુ તે તેનું પરુ(suburb) નહિ પરંતુ સ્વતંત્ર નગર હતુ તેમાં જ ભગવાનનો જન્મ થયો હતો

બ્રાહ્મણકુંડગ્રામ ક્ષત્રિયકુંડની સમીપમાં હતુ. અને આ બન્નેની વચમાં બહુશાલ ચૈત્ય હતુ. એકવાર ભગવાન્ વિહાર કરતા કરતા બ્રાહ્મણકુંડ પધાર્યા અને આ ગામની પાસે બહુશાલ ચૈત્યમાં આવીને ઊતર્યા હતા આ આખી કથાને ભગવતી સૂત્રના ત્રીજા ભાગમાં પૃષ્ઠ ૧૬૨થી શરૂથી લખી છે, તેમાં લખ્યુ છે કે—

" तस्स णं माहणकुंडग्गामस्स णयरस्स पच्चत्थिमेण एत्थ णं खत्तियकुंडग्गामे नामे नयरे होत्था ।"

'બ્રાહ્મણકુંડગામની પશ્ચિમ દિશામાં ક્ષત્રિયકુંડ ગામ હતું. આજ ક્ષત્રિયકુંડગામમાં જમાલિ નામનો ક્ષત્રિયકુમાર રહેતો હતો. જ્યારે ભગવાનના બહુશાલ ચૈત્યમાં પહોંચવાની સૂચના ક્ષત્રિયકુંડમાં પહોંચી તો ત્યાંથી એક મોટો જન-સમૂહ ક્ષત્રિયકુંડની વચમાં થઇને બ્રાહ્મણકુંડની તરફ ચાલ્યો. જ્યાં બહુશાલ ચૈત્ય છે, ત્યાં આવ્યો. આ ભીડને જોઇને જમાલિ પણ ત્યાં આવ્યો ભગવતી સૂત્રમાં લખ્યું છે કે—

" जाव एगाभिमुहे खत्तियकुंडग्गाम नयरं मज्झं मज्झेणं निग्गच्छइ, निगच्छिइत्ता जेणेव माहणकुंडग्गामे नयरे जेणेव बहुसालए चेइए . . . ."

ભગવાનના પ્રવચનથી જમાલિના હૃદયમાં દીક્ષા લેવાની ભાવના જાગૃત થઈ. તેથી તે પોતાના માતાપિતાની આજ્ઞા લેવા માટે પાછો ક્ષત્રિયકુંડ ગયો આજ્ઞા મેળવ્યા પછી એક મોટા લોક-સમૂહ સાથે—

" सत्थवाहप्पभियओ पुरओ संपट्ठिया खत्तियकुंडग्गामे नयरे मज्झं मज्झेणं जेणेव माहणकुण्डग्गामे नयरे, जेणेव बहु सालए चेइए, जेणेव समणे भगवं महावीरे तेणेव पहारेत्थ गमणाए।"

ક્ષત્રિયકુંડ ગામ નગરની ઠીક મધ્યમાંથી નીકળીને બ્રાહ્મણ્ કુંડ ગામની તરફ બહુશાલ ચૈત્યમાં જ્યાં ભગવાન્ મહાવીર સ્વામી હતા ત્યાં (જમાલિ) આવ્યો.

આ વર્ણનથી એ સ્પષ્ટ થાય છે કે ક્ષત્રિયકુંડની સમીપમાં જ બ્રાહ્મણગામ હોવાનો સંભવ છે.

આ ક્ષત્રિયકુંડ ગામમાં 'જ્ઞાત' ક્ષત્રિયો રહેતા હતા તેથી આ ગામને બૌદ્ધ-ગ્રન્થોમાં જ્ઞાતિક જ્ઞાતિક કે નાતિક કહીને ઉલ્લેખ કર્યો છે. નાતિક સિવાય નાદિકના નામથી પણ આનો ઉલ્લેખ મળે છે નામના ફેરફારના સંબન્ધમાં—

૧ સંયુત્ત નિકાયની બુદ્ધઘોષની સારત્થવકાસિની ટીકામાં લખ્યું છે કે—

" ञातिकेति द्विन्नं ञातकानां गामे "

૨ દીઘનિકાયની સુમંગલ વિલાસિનીટીકામાં લખ્યું છે કે-

नादिकाति एतं तलाक निस्साय द्विण्णं चुळ्ळपितु महापितुपुत्तानं द्वे गामा । नादिकेति एकस्मिं ञातिगामे । "

આ પ્રમાણે ઞાતિક [જ્ઞાતિક] અને નાદિક બન્ને નામો એક જ સ્થાનના હતા. જ્ઞાતિ ગામ [જ્ઞાતિગામ] હોવાથી જ્ઞાતિ નામ પડયું છે. અને નાદિક તડાગ (તળાવ)ની પાસે હોવાથી નાદિક કહેવાતું હતું.

આ નાતિક ગામ ક્યા હતું એના સંબંધમા અમે નીચેના ઉદ્ધરણોથી એક નિર્ણય ઉપર આવી શકીશુ—

(૧) Natika (V. L Nadika-Natika) A locality in the vajji country on the high way between kotigama and vesali

અર્થાત્ જ્ઞાતિક (નાદિક, નાતિક)—વજ્જી દેશની અંદર વૈશાલી અને કોટિગામની વચમા એક સ્થાન છે

Dictionary of Pali-proper Names vol I page-976

(૨) આજ 'ડિક્શનેરી આફ પાલી પ્રોપર નેમ્સ' ના બીજા ભાગમા પૃષ્ઠ ૭૨૩ ઉપર રાજગૃહ અને કપિલવસ્તુની વચમા આવેલા સ્થાનોને 'મહાપરિનિવ્વાણ સુત્ત' પ્રમાણે ગણાવ્યા છે

From kapilvatthu to Rajagaha was sixty leagues From Rajagaha to Kusinara was a distance of twenty-five leagues' and the *Mahaparinibbana Sutta* gives a list of the places at which the Buddha stopped during his last Journey along that road—

Ambalatthika Nalanda Pataligama ( where he crossed the Ganges) kotigama, Nadika, Vesali, Bhandagama' Hatthigama, Ambagama, Jambug ama Bhoganagara, Pava, and the Kakuttha River,

beyond which lay the Mango grove and the Sala grove of the Mallas.

અર્થાત્—કપિલવસ્તુથી રાજગૃહ ૬૦ યોજન હતું અને રાજગૃહથી કુશીનારા ૨૫ યોજન હતું. બુદ્ધે જ્યારે અહિંથી પોતાની છેલ્લી યાત્રા કરી તો રસ્તામાં આવનારા સ્થાનોને મહાપરિનિવ્વાણસુત્તમાં આ પ્રમાણે ગણાવ્યા છે—અંબલત્થિકા, નાલન્દા, પાટલિગામ, (અહીં ગંગા નદી ઉતર્યા હતા) કોટિગામ, નાદિકા, વૈશાલી, ભંડગામ વગેરે વગેરે.

આથી સ્પષ્ટ રૂપે એ નિર્ણય થાય છે કે 'ક્ષત્રિયકુંડગામ' અથવા 'જ્ઞાતિક' વજ્જીદેશ [વિદેહ]ની અંદર છે. બુદ્ધની જે છેલ્લી યાત્રાનું વિવરણ મળે છે, એનાથી એ જણાય છે કે આ સ્થાન કોટિગામ અને વૈશાલીની વચમાં હતું. અમારા આ કથનની પુષ્ટિ શાસ્ત્રોથી, ઐતિહાસિક સાધનોથી અને પુરાતત્ત્વ-વિભાગે સંગ્રહેલા પ્રમાણોથી થાય છે.

## ખોટી ધારણાઓ

ડૅા. હારનલ અને ડૅા. જેકોબીએ જૈન-શાસ્ત્રો ઉપર આલોચના કરતાં કેટલાક એવાં મન્તવ્યો રજુ કર્યા છે કે જેનાથી ભ્રમ થઈ જાય. તેઓના માનવા પ્રમાણે—

(૧) વાણિયગામ [સં. વાણિજ્યગ્રામ] આ વૈશાલી નામથી પ્રસિદ્ધ શહેરનું બીજું નામ હતું.

'મહાવીર તીર્થંકરની જન્મભૂમિ' નામનો ડૉ હાર્નલ નો લેખ. જુઓ જૈન સાહિત્ય સંશોધક ખંડ ૧, અંક ૪, પૃષ્ઠ ૨૧૮

(૨) કુંડગામ નામ પણ વૈશાલીનું જ હતું અને વૈશાલી જ ભગવાનની જન્મભૂમિ હતી.

—ડૉ. હારનલનો ઉપરનો લેખ

૧૯૩૦માં ડૉ. જેકોબીએ એક લેખમાં લખ્યું હતું કે વૈશાલી—મૂલવૈશાલી, વાણિયગામ અને કુંડગામ આ ત્રણેના સમૂહ રૂપે હતું. કુંડગામમા કોલ્લાક નામની એક શેરી હતી

— ભારતીય વિદ્યા સિંધી સ્મૃતિ ગ્રંથ, પૃષ્ઠ ૧૮૯

(૩) આ કોલ્લાગ-સન્નિવેશથી યુક્ત પરન્તુ તેનાથી બહાર દ્વિપલાશ નામનું એક ચૈત્ય હતું. સાધારણ ચૈત્યની માફક તેમાં એક મંદિર અને તેની આસપાસ બગીચો હતો. આ કારણથી વિપાક-સૂત્ર (૧૨)માં તેને 'દૂઈપલાસ ઉજ્જાણ' રૂપમાં લખ્યું છે, અને તે નાયકુલનુ જ હતું તેથી તેનુ વર્ણન '**नायसण्डवणे—उज्जाणे**' અથવા '**नायसण्डे उज्जाणे**' એ પ્રમાણે (કલ્પસૂત્ર ૧૧૫ અને આચારાંગ સૂત્ર ૨, ૧૫ સૂ. ૨૨) કરવામાં આવ્યું છે.

—જૈ. સા સં ખં. ૧ અં ૪ પૃષ્ઠ ૨૧૯

(૪) મહાવીરના પિતા સિદ્ધાર્થ કુંડગામ અથવા વૈશાલી નગરના કોલ્લાગ નામના લતામાં રહેનારી નાયજાતિના ક્ષત્રિયોના મુખ્ય સરદાર હતા.. ૦ સિદ્ધાર્થને કુંડપુર અથવા કુંડગામના રાજા તરીકે બધે ઠેકાણે વર્ણવ્યા નથી પરંતુ એનાથી વિપરીત એક સાધારણ ક્ષત્રિય તરીકે ( सिद्धत्ये खत्तिये ) સામાન્ય વર્ણન કર્યું છે, જે એક બે ઠેકાણે તેને રાજા ( सिद्धत्थे राया ) રૂપમાં લખ્યાં છે. તેને અપવાદ રૂપે જ સમજવા જોઇએ.

—ડો. હાર્નલનો ઉપરનો લેખ.

સિદ્ધાર્થ કોઈ મોટો રાજા ન હતો, પરંતુ ઉમરાવ માત્ર હતો,

(લેખ— ડૉ. હર્મન જેકોબીની જૈનસૂત્રોની પ્રસ્તાવના અનુવાદક શાહ અંબાલાલ ચતુરભાઈ બી. એ.)

— જૈ. સા સં. ખં. ૧. અ. ૪. પૃ૪ ૭૧

(૫) મહાવીરની જન્મભુમિ કોટલાગજ હતી અને તેથીજ જ્યારે સંસારનો ત્યાગ કર્યો ત્યારે સ્વાભાવિક નીતે જ પોતાની જન્મભૂમિની પાસે રહેલા દ્વિપલાશ નામના પોતાના જ કુલના ચૈત્યમાં પહેલા જઈને રહ્યા.

(જુઓ કલ્પસૂત્ર ૧૧૫-૧૬)

—ડૉ. હારનલનો ઉપર્યુક્ત લેખ.

(૬) તે (સિદ્ધાર્થ)ની પત્ની, જેનું નામ ત્રિશલા હતુ તેનું

પણ વર્ણન એક સાધારણ ક્ષત્રિયાણીના રૂપે જ કરવામાં આવ્યું છે. જ્યાંસુધી મને યાદ છે તેને દેવી રૂપે ક્યાય લખવામાં નથી આવ્યા.

—ડૉ જેકોબીનો ઉપરનો લેખ,

(૭) સન્નિવેશ અથવા લત્તો.

—ડૉ. હારનલનો લેખ.

કુંડગામને 'આચારાંગ–સૂત્ર'માં એક 'સન્નિવેશ' તરીકે લખ્યું છે ટીકાકારોએ એનો અર્થ 'યાત્રી અથવા સંઘ (સાર્થ-વાહ) નું વિશ્રામ સ્થાન કર્યો છે.'

--ડૉ. જેકોબીનો લેખ.

(૮) 'ઉવાસગદસાઓ'માં સૂત્ર ૭૭ અને ૭૮માં વાણિયાગામના પ્રકરણમાં પ્રયોગ કરેલા 'उच्चनीचमाज्झमकुलाइं' અર્થાત્ ઊંચ, નીચ અને મધ્યમવર્ગવાળું વિશેષણ 'દુલ્વ' (રોખિલનું બુદ્ધ-ચરિત્ર ૬૨ પૃ.) માં આવેલા નીચેના વર્ણનથી મળે છે. "વૈશાલીમાં ત્રણ વિભાગ હતા જેમાં પહેલા વિભાગમાં સોના ના કળશવાલા ૭૦૦૦ ઘર હતા વચલા વિભાગમાં ચાંદીના કળશવાળા ૧૪૦૦૦ ઘર હતા અને છેલ્લા વિભાગમાં તાંબાના કળશવાળા ૨૧૦૦૦ ઘર હતા આ વિભાગોમાં ઊંચ, મધ્યમ અને હલકા વર્ગના લોકો ક્રમશઃ રહેતા હતા.

ડૉ. હારનલનો ઉપર્યુક્ત લેખ

પરન્તુ ડૉ. હારનલ અને ડૉ. જેકોબી બન્નેની માન્યતાઓ જૈન-શાસ્ત્રો સાથે બંધ બેસતી નથી. અમે અહીં શાસ્ત્રોના પ્રમાણો આપીને ટિપ્પણિઓને બારીકાઈથી તપાસીશું.

(૧) 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત'માં ભગવાન્ વૈશાલીથી વાણિજ્યગામ તરફ ગયા, એવો ઉલ્લેખ છે. આથી આ બંને જુદા જુદા નગર હોવાનું નક્કી થાય છે

नाथोऽपि सिद्धार्थपुराद् वैशालीं नगरीं ययौ ।
शंखः पितृसुहृत्तत्राभ्यानर्च गणराट् प्रभुम् ॥१३८॥
ततः प्रतस्थे भगवान् ग्रामं वाणिजकं प्रति ।
मार्गे गंडकिकां नाम नदीं नावोत्ततार च ॥१३९॥

त्रि. श० पु. च पर्व १०, सर्ग ४, पत्र ४१

અર્થાત્ ભગવાન્ વૈશાલીથી વાણિયાગામ તરફ ગયા અને વચમાં તેમને ગંડકી નદી ઉતરવી પડી. આથી એ પણ સ્પષ્ટ થાય છે કે બન્ને ગામ જુદા જુદા હતા, એટલું જ નહિ પરન્તુ વચમાં ગંડકી નદી પણ પડતી હતી.

(૨) ઉપર અમે પ્રમાણ પૂર્વક એ સાબિત કર્યું છે કે વૈશાલી, બ્રાહ્મણકુંડ, ક્ષત્રિયકુંડ એ ગંડકી નદીના પુર્વ કિનારા ઉપર હતા, અને કર્મારગામ, કોલ્લાગસન્નિવેશ, વાણિજ્યગામ

તથા દ્વિપલાશચૈત્ય પશ્ચિમ કિનારા ઉપર હતા.[1] વાસ્તવમાં આ એકજ નગરના નોખાં નોખાં નામો ન હતાં. શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે ભગવાનનું એક ગામથી બીજે ગામ જવાના વર્ણનો મળે છે. આ સિવાય જ્યાં કોઈ ઠેકાણે બે નામ એક સાથે આવ્યા હોય તેને વર્તમાન બોલવાની પદ્ધતિ પ્રમાણે સમજવા જોઈએ જેવી રીતે આપણે ભાષામાં બોલીએ છીએ લીંગડી–લીંગીઆ, દિલ્હી–આગરા, જયપુર–જોધપુર, લાહોર–અમૃતસર, બનિયા–બસાઢ. આમ એક સાથે બોલવાની પદ્ધતિ કેવલ તે તે ગામોની સમીપતાને લઈને પડે છે

(૩) ડૉ. હારનલે કોલ્લાક સન્નિવેશની પાસે એક દ્વિપલાશ ચૈત્ય ઉદ્યાન (दूइपलास उज्जाण) બતાવ્યું છે અને તેના ઉપર નાયકુલનો આધિકાર બતાવ્યો છે. ડૉ. સાહેબની સમ્મતિમાં 'नायसण्डवण उज्जाण' અને दूइपलास उज्जाण' એકજ હતા.

---

૧ 'શ્રમણ ભગવાન્ મહાવીર' નામના પુસ્તકના પાંચમા પાને આ પ્રમાણે વર્ણન કરવામા આવ્યુ છે–" वैशाली के पश्चिम परिसर गण्डकी नदी बहती थी। उसके पश्चिम तटपर स्थित ब्राह्मणकुण्डपुर, क्षत्रियकुण्डपुर. वाणिज्यग्राम, कर्मारग्राम और कोल्लाकसन्निवेश जैसे अनेक रमणीय उपनगर और शाखापुर अपनी अतुलसमृद्धिसे वैशाली की श्रीवृद्धि कर रहे थे।" અમારી માન્યતા પ્રમાણે આ વર્ણન ઠીક નથી૦

શ્રી બલદેવ ઉપાધ્યાયે ધર્મ અને દર્શન' નામના પુસ્તકમા આ જ માન્યતાને પૃષ્ઠ ૮૫ ઉપર ફરીથી લખી છે. અનુમાન થાય છે કે વિદ્વાન લેખક પણ તેજ ભ્રાન્તિના શિકાર બનેલા છે

ડૉ. સાહેબે જે ગ્રંથોના પ્રમાણો આપ્યા છે, તે પ્રમાણે दूइपलास उज्जाण તો વાણિજ્યગામની ઉત્તર-પૂર્વમાં હતું અને नायसंडवण उज्जान ( ज्ञातखण्डवन उद्यान) કુંડપુર (ક્ષત્રિયકુંડ) ની બહાર હતું.

(ક) વિપાકસૂત્રમાં લખ્યું છે કે—

तस्स णं वाणियगामस्स उत्तरपुरत्थिमे दिसिभाए दूईपलासे नामं उज्जाणे होत्था ।

—विवागसुय पृष्ठ १६

(ખ) કલ્પસૂત્ર સુબોધિકા ટીકામાં પત્ર ૧૧૧માં લખ્યું છે કે-

कुण्डपुरं नगरं मज्झं मज्झेण निगच्छइ, निगच्छित्ता जेणेव नायसंडवणे उज्जाणे असोगवरपायवे तेणेव उवागच्छइ ।

આ બંને ઉદ્ધરણોથી એ નક્કી થાય છે કે 'नायसंडवण' અને 'दुइपलास उज्जाण' બંને જુદા જુદા છે.

(૪) ડૉ. હારનલ અને ડૉ. જેકોબી બન્નેએ સિદ્ધાર્થને રાજા ન માનતાં એક ઉમરાવ અથવા સરદાર તરીકે માન્યા છે. તેઓનું એ માનવું છે કે એક બે સ્થાનને છોડીને બાકી બધે ઠેકાણે શાસ્ત્રોમાં સિદ્ધાર્થને 'क्षत्रिय' તરીકે જ વર્ણવ્યા છે. પરન્તુ આનાથી તદ્દન વિરુદ્ધ જૈન ગ્રંથોમાં સિદ્ધાર્થને માત્ર રાજા તરીકે નથી વર્ણવ્યા પરંતુ તેમની અધીનતામાં રહેનારા બીજા

અધિકારીઓનું પણ વર્ણન કરવામાં આવ્યું છે કલ્પસુત્રમાં લખ્યું છે કે—"तए णं से सिद्धत्थे राया तिसलाए खत्तियाणीए..." આમાં સિદ્ધાર્થનો રાજા તરીકે ઉલ્લેખ કર્યો છે (ક. સૂ. મૂ સૂ૦ ૫૧) આગળ ચાલીને સૂત્ર ૬૨ માં લખ્યું છે કે

"कप्परुक्खए विय अलंकियविभूसिए नरिंदे, सकोरिंट-मल्लदामेणं छत्तेणं धरिज्जमाणेणं सेयवरचामराहिं उद्धव्वमाणीहिं मंगलजयसद्दकयालोए अणेगगणनायग–दंडनायग–राईसर–तलवर–माडंबिय–कोडुंबिय–मंति–महामंति–गणग दोवारिय–अमच्च–चेड–पीढमद्द–नगर–निगम–सिट्ठि–सेणावइ–सत्थवाह–दूय–सन्धिवालसद्धिं संपुरिवुडे...०"

આનો ભાવાર્થ એ છે કે રાજા સિદ્ધાર્થ કલ્પવૃક્ષની જેમ મુકુટ વસ્ત્રો વગેરેથી વિભૂષિત 'નરેન્દ્ર' હતો. પ્રાચીન સાહિત્યમાં નરેન્દ્રનો પ્રયોગ પ્રાયઃ કરીને રાજાઓ માટે થયો છે આવા નરેન્દ્રની સત્તા નીચે નીચેના અધિકારીઓ રહેતા.

(૧) ગણ નાયક (૨) દંડનાયક, (૩) યુવરાજ, (૪) તલવાર (કોટવાલ) (૫) માડમ્બિક (કર લેનાર) (૬) કૌટુંબિક,(૭) મન્ત્રી, (૮) મહામંત્રી, (૯) ગણક, (૧૦) દૌવારિક, (૧૧) અમાત્ય, (૧૨) ચેટ, (૧૩) પીઠમર્દક (૧૪) નાગર, (૧૫) નિગમ, (૧૬) શ્રેષ્ઠી, (૧૭) સેનાપતિ, (૧૮) સાર્થવાહ, (૧૯)

દૂત અને (૨૦) સન્ધિપાલ. રાજા સિદ્ધાર્થ આ અધિકારીઓથી યુક્ત હતા.

'આવશ્યકચૂર્ણિ' માં પણ આના જેવુંજ વર્ણન મળે છે.

જો જેકોબીની માન્યતા પ્રમાણે તેઓ માત્ર 'ઉમરાવ' હોત તો 'શ્રેષ્ઠી' શબ્દનો પ્રયોગ કર્યો હોત, નહિ કે રાજા શબ્દનો પ્રયોગ.

ક્ષત્રિયનો અર્થ સાધારણ ક્ષત્રિય સિવાય રાજા પણ થાય છે. આ વાતને ટેકો ટીકાકારો અને કોશોથી મળે છે.

"क्षत्रं तु क्षत्रियो राज्ञा राजन्यो बाहुसंभवः ।"

—अभिधानचिन्तामणि सटीक पृष्ठ-३४४

આ પ્રમાણે ક્ષત્રિય, ક્ષત્ર વગેરે શબ્દોનો પ્રયોગ રાજા માટે પણ થાય છે. પ્રવચનસારોદ્ધાર પત્ર ૮૪માં 'महसेणे य खत्तिए' ઉપર ટીકાકાર ટીકા કરતાં લખે છે चन्द्रप्रभस्य महासेनः क्षत्रियो राजा" । આથી એ સ્પષ્ટ છે કે પ્રાચીન પરમ્પરામાં રાજાના ઠેકાણે ગ્રન્થકારો ક્ષત્રિય શબ્દનો પણ પ્રયોગ કરતા હતા. અમારી આ માન્યતાની પુષ્ટિ 'ટ્રાઈબ્સ ઈન એન્શિયન્ટ ઈંડિયા' પૃષ્ઠ ૩૨૨માં ડો. વિમલચરણ લૉ એ પણ કરી છે.

Savaraswami in his commentary in the Purvamimansa Satra, Book II, says that the word

અથવા 'રાણી' પણ થાય છે. સાધારણ રીતે ભારતીય શબ્દ પ્રયોગની પરંપરા એવી છે કે ક્ષત્રિયવંશની સાથે સંબંધ હોવાથી વારંવાર ક્ષત્રિય શબ્દનો ઉપયોગ નથી કરાતો, પરંતુ ક્ષત્રિયવંશ સાથે સંબંધ હોવા છતાં જો કંઈ બહાદુરીનું કામ કર્યું હોય અથવા રાજકુલની સાથે સંબંધ હોય તો એમ કહેવામાં આવે છે કે 'છે તો ક્ષત્રિય પુત્રને' તેના સન્માન માટે ક્ષત્રિયશબ્દનો પ્રયોગ કરવામાં આવે છે

આ સિવાય જૈન શાસ્ત્રોમાં ત્રિશલા માતાને ઘણે ઠેકાણે દેવીરૂપે વર્ણવ્યા છે. પહેલા કહેલા ક્ષત્રિયકુંડવાળા પ્રકરણમાં અમે આચાર્ય પૂજ્યપાદે રચેલી 'દશભક્તિ' થી એક શ્લોક ઉદ્ધૃત કર્યો હતો. તેમાં માતા ત્રિશલા માટે દેવીશબ્દનો પ્રયોગ કર્યો છે. તે પંક્તિ આ પ્રમાણે છે—

'देव्यां प्रियकारिण्यां सुस्वप्नान् संप्रदर्श्य विभुः'

બીજા ગ્રન્થોમાં પણ દેવીનો પ્રયોગ કરવામાં આવ્યો છે

(ક) दधार त्रिशलादेवी मुदिता गर्भमद्भुतम् ॥ ३२ ॥

(ખ) उपसृत्यागतो देव्याश्वानस्वापिकां ददौ ॥ ५४ ॥

(ગ) देव्याः पार्श्वे च भगवत्प्रतिरूपं निधाय सः । ५५ ।

(ઘ) उवाच त्रिशलादेवी सदने नस्त्वमागमः ॥ १४१ ॥

—त्रिषष्टिशलाकापुरुषचरित्र पर्व १०, सर्ग २

(૬) तस्स घरे तं साहर तिसलादेवीए कुच्छिसि । ५१ ।
(५) सिद्धत्थो य नरिन्दो तिसलादेवी य रायलोओ य ॥६१॥
महावीरचरियं ક્રમશ: પત્ર ૨૮ અને ૩૩ ઉપર

(૭) ડૉ. હારનલ સન્નિવેશનો અર્થ 'લત્તો' કરે છે. અને ડૉ. જેકોબીની માન્યતા પ્રમાણે તેનો અર્થ 'પડાવ' થાય છે. આ પ્રમાણે બંને વિદ્વાનોએ ઉક્ત શબ્દનો ખોટો અર્થ કર્યો છે. કારણ કે સન્નિવેશ શબ્દના ઘણા અર્થ થાય છે. તેમાંનો એક અર્થ ગામ પણ છે, જે અહીં ઉપયુક્ત છે.

(૬) पाइअसद्दमहण्णव ના પૃષ્ઠ ૧૦૫૪ ઉપર સન્નિવેશના અર્થો નીચે પ્રમાણે લખેલા છે. ૧ નગરના બહારનો પ્રદેશ, ૨ ગામ, નગર વગેરે સ્થાન, ૩ યાત્રી વગેરેનો પડાવ, ૪ ગ્રામ, ગામ વગેરે, ૫ રચના વગેરે.

(५) सन्निवेशो घोषादिः एषां द्वन्द्वस्ततस्तेषु, अथवा ग्रामादयो ये सन्निवेशास्ते तथा तेषु ।'

--શ્રીમદ્ ભગવતી સૂત્ર ટીકા, પ્રથમ ખંડ, પૃષ્ઠ ૮૫.

(ग) નિશીથ ચૂર્ણિમાં સન્નિવેશનો અર્થ આપ્યો છે

"सत्थावासणत्थाणं सण्णिवेसो गामो वा पीडितो संनिविट्ठो जत्तागतो वा लोगो सन्निविट्ठो सो सण्णिवेसं भणन्ति ।"

अभिधानराजेन्द्र, भाग सप्तम पृष्ठ ३०७

'raja' is a synonym for Ksatriya and states that even in his time the word was used by the Andhras to designate a Ksatriya'

પૂર્વમીમાંસાસૂત્રની ટીકામાં શવરસ્વામીએ લખ્યું છે કે રાજા શબ્દ ક્ષત્રિયનો પર્યાયવાચી હતો અને ટીકાકારના સમયમાં પણ આંધ્રના લોકો ક્ષત્રિયમાટે રાજા શબ્દનો પ્રયોગ કરતા હતા.

વજ્જી સંઘનો અધ્યક્ષ રાજા ચેટક હતો, એમ નિરયાવલિયાઓના પૃષ્ઠ ૨૭ માં લખ્યું છે આની સહાયતા માટે સંઘમાંથી ૯ લિચ્છવિઓ અને ૯ મલ્લો શાસન ચલાવવા માટે ચૂંટવામાં આવતા હતા. આ 'ગણ રાજા' કહેવાતા હતા આ ગણ સંઘમાં જાતકો પ્રમાણે ૭૭૦૭ સદસ્યો હતા જેઓ રાજા કહેવાતા હતા આમાંના દરેકને ઉપર જ સેનાપતિ, ભાંડાગારિક (કોષાધ્યક્ષ) પણ હતા આ માટે જાતકનો પુરાવો નીચે પ્રમાણે છે —

" तत्थ निचकालं रज्जं कारेत्वा वसन्तानं येव राजूनं सत्तसहस्सानि सत्तसतानि सत च राजानो होंति, तत्तका, येव उपराजानो, तत्तका सेनापतिनो तत्तका भंडागारिका।"

—एकपण्णजातक पृष्ठ–२६६ भारतीय ज्ञानपीठ काशी

આ ૭૭૦૭ રાજાઓમાં એક રાજા સિદ્ધાર્થ પણ હતો.

૫—ભગવાન્ મહાવીર સ્વામીની જન્મભૂમિ ડૉ. હારનલની માન્યતા પ્રમાણે કૅાલ્લાગ સન્નિવેશ છે. કારણકે કૅાલ્લાગ એ વૈશાલીનું એક પરું હતું, એમ ડૉ. સાહેબનું માનવું છે. અને તેથી વૈશાલીને પણ જન્મભૂમિ માને છે. પરન્તુ અમે ઉપર એ સ્પષ્ટ કરી દીધું છે કે કૅાલ્લાગ અને વૈશાલી બન્ને ભિન્ન ભિન્ન નગર હતાં, એક બીજા પાસે જરૂર હતાં. ભગવાન્‌ની જન્મભૂમિ વાસ્તવમાં કુંડપુર (ક્ષત્રિયકુંડ) હતી. અહીં ભગવાને ૩૦ વર્ષની ઉમર સુધી પોતાનું જીવન ગાળ્યું હતું. આ શહેરની બહાર રહેલા નાયસંડવણમાં ભગવાને દીક્ષા લીધી હતી અને અહીંથી પુલ-માર્ગે કર્મારગ્રામ પહોચ્યા અને રાત્રિ વિતાવી. બીજે દિવસે સવારે કર્મારગામથી વિહાર કરીને કૅાલ્લાગ સન્નિવેશમાં ગયા.

ઘણું કરીને ડૉ. સાહેબને ભ્રાન્તિ એટલા માટે થઈ કે કુંડપુરમાં જ્ઞાતકુલના ક્ષત્રિયો રહેતા હતા અને કૅાલ્લાગમાં પણ જ્ઞાતકુલના ક્ષત્રિયો. તેથી તેઓએ બન્નેને એક સમજીને વર્ણન કર્યું છે.

(૬) ડૉ. જેકોબીનું માનવું છે કે જૈન ગ્રન્થોમાં ત્રિશલા માતાને બધે ઠેકાણે ક્ષત્રિયાણી રૂપેજ લખ્યા છે, દેવી તરીકે નહિ અમે એ ઉપર બતાવી ચૂકયા છીએ કે ક્ષત્રિયનો અર્થ કોશ અને ટીકાકારોની માન્યતા પ્રમાણે 'રાજા' પણ થાય છે. એ રીતે ક્ષત્રિયાણીનો અર્થ 'દેવી

(ध)" निवेशो नाम यत्र सार्थ आवासितः, आदि ग्रहणेन ग्रामो वा अन्यत्र प्रस्थितः सन् यत्रान्तरावासमधिवसंति यात्रीयां वा गतो लोको यत्र तिष्ठति, एषः सर्वोऽपि निवेश उच्यते[1]।"

—बृहत्कल्पसटीक विभाग २, पत्र ३४२–३४५

૮ 'ઉવાસગ દસાઓ' માં વાપરેલા 'उच्चनीचमज्झिमकुलाइं' ના આધારે ડૉ. હારનલે વાણિયાગામના ત્રણ વિભાગ કરવાનો પ્રયત્ન કર્યો છે. કુલ્લમાં આવેલા વૈશાલીના વર્ણન સાથે તેનો સંબંધ જોડવાનો પ્રયત્ન કરીને વૈશાલી અને વાણિયા ગામને એક બતાવવાનો પ્રયત્ન કર્યો છે, જૈન શાસ્ત્રોમાં સાધુઓ માટે નિયમ છે કે સાધુ કયાંય પણ ગામ, નગર, સન્નિવેશ, કે કર્બટ વગેરેમાં—ભિક્ષા માટે જાય ત્યાં કોઈ પણ જાતના વર્ગ કે વર્ણના ભેદ સિવાય ઊંચ, નીચ અને મધ્યમ કુળોમાં ભિક્ષા ગ્રહણ કરે. જે પ્રકરણનો ડોકટર સાહેબે ઉલ્લેખ કર્યો છે ત્યાં પણ ભગવાને ગૌતમસ્વામીને ભિક્ષાની અનુમતિ આપતાં ઊંચ, નીચ અને મધ્યમ બધા વર્ગોમાં ભિક્ષા લેવાની આજ્ઞા આપી છે.

गोचरः–उत्तमाधम–मध्यमकुलेष्वरक्तद्विष्टस्य भिक्षाटनम्
दशवैकालिकसूत्र, हारिभद्रीयटीका पत्र १६३

---

૧ શ્રી મહાવીર કથા ( સં. ગોપાલદાસ જીવાભાઈ પટેલ ) માં પૃષ્ઠ ૭૯ થી ૮૫ ની વચમાં ડૉ. હારનલના આધારે રાજા સિદ્ધા-

આ ઉપરથી આને આધાર તરીકે માનવાનો પ્રયાસ કરવો એ નકામું છે આજ પ્રમાણે 'અંતગડદસાઓ' માં પણ એજ કહેવામાં આવ્યું છે કે ભગવાને પુલાસપુર, દ્વારિકા વગેરેમાં ઊંચ, નીચ અને મધ્યમ કુલોમાં ભિક્ષા લેવાનો આદેશ કર્યો હતો. એજ પ્રમાણે ભગવતીસૂત્ર વગેરે અન્ય ગ્રન્થોમાં પણ એવુંજ વર્ણન આવે છે. એની તુલના 'દુલ્વ' માં આવતા વૈશાલી પ્રકરણથી પણ કરી શકાય છે?

આવીજ રીતે શ્રીમતી સ્ટીવેન્સને ડૉ. હારનલની ભૂલોનું પુનરાવર્તન કરવા સાથે એક ભયંકર ભૂલ એ કરી છે કે ભગવાનને વૈશ્ય-કુલોત્પન્ન બતાવ્યા છે.

(જૂઓ Heart of Jainisim પૃષ્ઠ ૨૧-૨)

પરન્તુ આ માન્યતાની કોઈ પણ રીતે પુષ્ટિ થતી નથી.

## આધુનિક માન્યતા

આજકાલ ક્ષત્રિયકુંડ ક્યાં માનવામાં આવે છે એનો ખ્યાલ અમને શ્રીમુંબઈ જૈન સ્વયંસેવક મંડલ રજતમહોત્સવ

---

યને સામાન્ય ક્ષત્રિય બનાવવા છતા પણ તેમના રાજાપણાનો સ્વીકાર કર્યો છે. (જુઓ પૃષ્ઠ ૭૯). એવી જ રીતે વિદેહ, મિથિલા, વૈશાલી અને વાણિજ્ય ગામને એક માનવામાં આવ્યા છે. જેનો ઉપર પ્રતિકાર કરવામાં આવ્યો છે. એ પ્રમાણે પૃષ્ઠ ૮૧ ઉપર 'કુલ'નો અર્થ ઘર કર્યો છે, તે પણ ઠીક નથી. એનો અર્થ ખાનદાન થઈ શકે છે ઘર નહીં. પૃષ્ઠ ૨૮૯ ઉપર આનંદને જ્ઞાતકુલના લખ્યા છે. જે સર્વથા ભ્રાન્તિમાં નાખનારું છે. આનંદ કૌટુમ્બિક હતો, જ્ઞાતૃક નહિ.

સ્મારકગ્રન્થ સંવત ૨૦૦૧ પૃષ્ઠ ૫૦ થી પણ પ્રાપ્ત થાય છે. ત્યાં લખ્યું છે ' લકખીસરાય જંકશન ઉતરીને ૧૮ માઈલ દૂર રહેલા લિચ્છુઆડ અને ક્ષત્રિયકુંડ ગામમાં બળદ ગાડી અથવા મોટરબસથી અવાય છે. મોટી ધર્મશાળાની વચમાં શ્રીમહાવીર પ્રભુનું મનોહર મંદિર છે. ધર્મશાળાથી દક્ષિણ તરફ ક્ષત્રિયકુંડ પર્વત તરફ જવાનો રસ્તો છે. તળેટી બે માઈલ છે. ત્યાં સામે સામે બે ન્હાના મંદિરો છે અહીથી પર્વતનો ચઢાવ શરુ થાય છે અડધો કઠણ રસ્તો ચઢયા પછી આગળ વધારે કઠણ અને કાંકરાવાળો માર્ગ શરૂ થાય છે. અહી સિંહ અને વાઘનો ભય હોવાથી પ્રકાશ થયા પછી જ ચઢવું વધારે શ્રેયસ્કર છે સપાટ મેદાનની વચમાં કિલ્લાવાળું શ્રીમહાવીર પ્રભુનું મંદિર છે. અહીંઆ જ છેલ્લા તીર્થંકર (શ્રીમહાવીર સ્વામી)નું ચ્યવન, જન્મ અને દીક્ષા રૂપ ત્રણ કલ્યાણકો થયા હતા."

દિગમ્બરોની માન્યતા આ વિષયમા આ પ્રમાણે છે — નાલન્દાની થોડેથોડે લગભગ બે માઇલ દૂર એક કુંડલપુર નામનુ ગામ છે, જે ભગવાન મહાવીરની જન્મભૂમિ છે."

—જૂઓ જૈનસિદ્ધાન્તભાસ્કર, ભાગ ૧૦, કિરણ ૨, પૃષ્ઠ ૬૦

આ માન્યતાઓને કોઇ ખાસ આધાર નથી. અમે પાછળ બતાવી ગયા છીએ કે ભગવાનના વિશેષણો વિદેહ, વૈદેહદત્ત,

વિદેહજાત્ય અને વિદેહ સુકુમાલ તથા વૈશાલિક-થી એજ પ્રતીત થાય છે કે ભગવાનનો વિદેહાન્તર્ગત વૈશાલીની સાથે ઘનિષ્ઠ સંબંધ હતો. અને તેના બીલકુલ પાસેના સ્થાનમાં તેમની જન્મભૂમિ હોવી જોઈએ. એ સિવાય તેમની બહુશાલચૈત્યમાં કરેલી સ્થિતિથી પણ તેમનો આ સ્થાન સાથે સંબંધ જણાય છે. અને વૈશાલીમાં કરેલા બાર ચોમાસા પણ આજ વાતનું સમર્થન કરે છે. સાક્ષર મુનિરાજ શ્રીકલ્યાણવિજયજીએ શ્રમણ ભગવાન્ મહાવીરમાં આજ વાતની પુષ્ટિ કરી છે. તેઓ એ જ પુસ્તકની પ્રસ્તાવનાના પૃષ્ઠ ૨૭ માં લખે છે કે—

(૧) ભગવાનની દીક્ષાના બીજે દિવસે કોલ્લાકસન્નિવેશમાં પારણા કરવાનો ઉલ્લેખ છે. જૈનસૂત્રો પ્રમાણે કોલ્લાક-સન્નિવેશ બે હતા, એક વાણિજ્ય ગામની પાસે અને બીજું રાજગૃહની પાસે. જો ભગવાન્‌ની જન્મભૂમિ આધુનિક ક્ષત્રિયકુંડ માનવામાં આવે તો બીજે દિવસે કોલ્લાકમાં પારણું કરવાનું અશક્ય હતું. કારણકે રાજગૃહવાળું કોલ્લાક-સન્નિવેશ ત્યાંથી લગભગ ચાલીસ માઈલ દૂર પશ્ચિમમાં આવે છે. અને વાણિજ્ય ગામવાળું કોલ્લાક એનાથી પણ ઘણું દૂર. તેથી એજ માનવું યુક્તિ યુક્ત થશે કે ભગવાને વૈશાલીની પાસે રહેલા ક્ષત્રિય-કુંડના જ્ઞાતખંડવનમાં દીક્ષા લીધી અને બીજે દિવસે વાણિજ્ય ગામની પાસે 'કોલ્લાક' માં પારણું કર્યું.

(૨) ક્ષત્રિયકુંડમાં દીક્ષા લઈને ભગવાને કર્મારગામ

જવાના બે રસ્તા હતા—એક જળમાર્ગ અને બીજો સ્થલ-માર્ગ. ભગવાન્ સ્થલ-માર્ગ (પુલ)થી ચાલ્યા અને દિવસ આથમવામાં એક મુહૂર્ત બાકી હતું, ત્યારે ત્યાં પહોંચી ગયા. (રાત્રે કર્મારગ્રામ રહ્યા અને બીજ઼ દિવસે)....કોલ્લાકમાં પ્રવેશ કરતી વખતે તેમને છઠ્ઠનું પારણું હતું. કોલ્લાક-સન્નિવેશમાં પહોંચ્યા પછી ભગવાને ભિક્ષામાટે બહુલ નામના બ્રાહ્મણના ઘરમાં પ્રવેશ કર્યો. ત્યાં બહુલ બ્રાહ્મણે સાકર અને ઘીથી મિશ્રિત ખીરથી પારણું કરાવ્યું.

ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રમાં લખ્યું છે કે – નવમાં ચતુર્માસ પછી અનુક્રમે વિહાર કરતાં વૈશાલીથી નાવ દ્વારા ગંડકી નદીને પાર કરીને ભગવાન વાણિજ્યગ્રામ પધાર્યા.

तत : प्रतस्थे भगवान् ग्रामं वाणिजकं प्रति ।

मार्गे गण्डकिकां नाम नदीं नावोत्ततार च ॥

त्रिषष्टिशलाका पु. दशमपर्व, सर्ग ४८ श्लोक १३,

અર્થાત્ વૈશાલીથી વાણિજકગ્રામની તરફ જવા માટે ભગવાને ગંડકી નદી પાર કરી. આનાથી નિર્ણય થાય છે કે આ બધા ગામો એકબીજાની પાસે પાસે હતા.–વૈશાલી, કુંડપુર,

કર્મારગ્રામ, કોલ્લાગ, વાણિજ્યગ્રામ અને દુઇપલાસચૈત્ય.
(૪) વૈશાલી અને વણિકગ્રામ પાસે પાસે હતા.

वेसालिं नगरिं वाणियगामं च नीसाए दुवालस अन्तरावासे वासावासं उवागए। ......वैशाल्याः नगर्याः वाणिज्यग्रामस्य च निश्रया द्वादश चतुर्मासकानि वर्षावासार्थमुपागतः।

—अभिधानराजेन्द्रकोष भाग ६ पृ.३ १८८४

(૫) અભિધાનરાજેન્દ્રકોષમાં વાણિજ્યગ્રામ, દ્વિપલાશચૈત્ય અને કોલ્લાગસન્નિવેશને પાસે પાસે બતાવ્યા છે.

" तेणं कालेणं तेणं समएणं वाणियगामे नामं नयरे होत्था। वण्णओ॥ तस्स वाणियगामस्स नयरस्स बहिया उत्तरपुरत्थिमे दिसीभाए दुइपलासए नामं चेइए।.........तस्स णं वाणियगामस्स बहिया उत्तरपुरत्थिमे दिसीभाए एत्थ णं कोल्लाए नामं संनिवेसे होत्था।.........वाणियगामं नयरं मज्झं मज्झेणं निग्गच्छइ, २ त्ता जेणेव कोल्लाए संनिवेसे, जेणेव नायकुले, जेणेव पोसहसाला, तेणेव उवागच्छइ।......तएणं से भगवं गोयमे वाणियगामे नयरे, जहा पण्णत्तीए तहा, जाव भिक्खायरियाए अडमाणे अहापज्जत्तं भत्तपाणं सम्मं पडिग्गाहेइ

કોટ્લાક-સન્નિવેશ, મેરાકસન્નિવેશ વગેરેમાં વિહાર કરીને અસ્થિકગામમાં ચાતુર્માસ રહ્યા. અને ચોમાસા પછી પણ મોરાક, વાચાલા, કનકખલ આશ્રમપદ અને શ્વેતવિકા વગેરે સ્થાનોમાં વિચર્યા પછી રાજગૃહ તરફ પ્રયાણ કર્યું. અને બીજું ચતુર્માસ રાજગૃહમાં કર્યું.

ઉપરના વિહાર-વર્ણનમા બે મુદ્દાઓ એવા છે જે 'આધુનિક ક્ષત્રિયકુંડ અસલીય ક્ષત્રિયકુંડ નથી' એવું સાબિત કરે છે. પ્રથમ મુદ્દો એ છે કે ભગવાન્ પહેલું ચાતુર્માસ પુરૂં કરીને શ્વેતવિકા નગરી તરફ જાય છે અને બીજો મુદ્દો એ કે ત્યાંથી વિહાર કરીને ગંગા નદી ઉતરીને તેઓ રાજગૃહ તરફ જાય છે

શ્વેતવિકા શ્રાવસ્તીથી કપિલવસ્તુની તરફ વિહાર કરતાં રસ્તામાં આવતી હતી આ ભૂમિપ્રદેશ કોશલના પૂર્વોત્તરમાં અને વિદેહના પશ્ચિમમાં પડતો હતો, અને એ પણ નિશ્ચિત છે કે ત્યાંથી રાજગૃહની તરફ જતા વચમા ગંગા નદી ઉતરવી પડતી હતી, આધુનિક ક્ષત્રિયકુંડની આસપાસ ન તો શ્વેતવિકા નગરી હતી. અને ન તો તે તરફથી રજગૃહ તરફ જતા ગંગા જ ઓળંગવી પડતી હતી એથી એ નિશ્ચિત થાય છે કે ભગવાનની જન્મભૂમિ આધુનિક ક્ષત્રિયકુંડ જે આજકાલ દક્ષિણ વિહારમાં ગિદ્ધૌર સ્ટેટમાં અને પૂર્વકાલીન પ્રાદેશિક સીમાનુસાર અંગદેશમા પડે છે, એ નથી. પરંતુ ગંગાથી ઉત્તરની તરફ ઉત્તર વિહારમા કયાય હતી. અને તે સ્થાન પૂર્વોકત પ્રમાણો અનુસાર

વૈશાલીની પાસે રહેલું ક્ષત્રિયકુંડ જ હોઈ શકે છે.

—શ્રમણ ભગવાન મહાવીર પૃષ્ઠ ૨૭૮-૨૭૯

(૩) बहिआ य णायसंडे आपुच्छित्ताण नायए सव्वे।
दिवसे मुहुत्तसेसे कम्मारगामं समणुपत्तो॥

बहिर्याच कुण्डपुरात् ज्ञातखण्ड उद्याने आपृच्छय ज्ञातकान् स्वजनान् सर्वान्-यथासन्निहितान् तस्मात् निर्गतः कर्मारग्राम-गमनायेति वाक्यशेषः। तत्र च पथद्वयम्। तत्र च एको जलेन, अपरः स्थलयाम्, तत्र भगवान् स्थलयां गतवान्, गच्छंश्च दिवसे मुहूर्तशेषे कर्मारग्रामं समनुप्राप्त इति गाथार्थः।......तद्दिवसं सामिस्स छट्ठपारणयं, तओ भगवं विहरमाणो गओ कोल्लाग-सण्णिवेसे तत्थ य भिक्खट्ठा पविट्ठो बहुलमाहणगेहं जेणामेव कुल्लाएसन्निवेसे बहुले माहणे। तेण महुघयसंजुत्तेण परमण्णेण पडिलाभिओ।

आवश्यकसूत्र हरिभद्रसूरिकृतटीका सहित १८७-१८८,

અર્થાત્-કુંડપુરની બહાર જ્ઞાતખંડ ઉદ્યાનમાં પોતાના જ્ઞાતિ બંધુઓને પૂછીને કર્મારગામ તરફ જવા નિકળ્યા. ત્યાં

२ त्ता वाणियगामाओ पडिणिग्गच्छइ, २ त्ता कोल्लायस्स संनिवेसस्स अदूरसामन्तेणं वीईवयमाणे, बहुजणसद्दं निसामेइ। बहुजणो अन्नमन्नस्स एवमाइक्खइ ४

—उवासगदसाओ, संपा.-पी. एल. वैद्य, पृष्ठ ३ से १८

અર્થાત્-તે કાળ અને તે સમયમાં વાણિયાગામ નામનું નગર હતું. વર્ણન. તે વાણિયાગામ નગરની બહાર ઉત્તરપૂર્વ દિશામાં દ્વિપલાશ નામનું ચૈત્ય હતું. તે વાણિયાગામની બહાર ઉત્તર-પૂર્વ દિશામાં અહીં કોલ્લાગ નામનો સન્નિવેશ હતો...વાણિયાગામ નગરની બીલકુલ વચમાં થઈને નિકળે છે, જ્યાં કોલ્લાગ નામનો સંન્નિવેશ છે, જ્યાં જ્ઞાતકુલ છે, જ્યાં પૌષધશાલા છે, ત્યાં જ (આનંદ-શ્રાવક) આવે છે. તે વખતે ભગવાન ગૌતમસ્વામી વાણિયાગામ નગરમાં, જેવી રીતે ભગવતી સૂત્રમાં બતાવ્યું છે તેવી રીતે ભિક્ષાને માટે ફરતાં જેમ બતાવ્યું છે તેમ ભોજન-પાણી સારી રીતે ગ્રહણ કરે છે. ગ્રહણ કરીને વાણિયાગામથી પાછા ફરે છે, પાછા ફરતાં કોલ્લાગ સન્નિવેશની સમીપમાં પરસ્પર બોલતાં ઘણા માણસોના શબ્દોને સાંભળે છે. ઘણા માણસો આપસમાં આ પ્રમાણે બોલે છે."

ઉપસંહાર :

હવે સંક્ષેપમાં અમે જે નિષ્કર્ષ ઉપર પહોંચ્યા, તે લખીયે છીએ.

૧. આધુનિક સ્થાન જેને ક્ષત્રિયકુંડ કહેવામાં આવે છે અને જે લિચ્છુઆડની પાસે બતાવવામાં આવે છે, તે મુંગેર જિલ્લાની અંદર છે. મહાભારતમાં આ પ્રદેશનો એક સ્વતંત્ર રાજ્ય-[1] મોદાગિરિ ના નામથી ઉલ્લેખ કર્યો છે. જે અંતમાં અંગદેશની સાથે મેળવવામાં આવ્યો હતો, મતલબ કે પ્રાચીન ઐતિહાસિક યુગમાં આ સ્થાન વિદેહ દેશમાં ન હતું. પરન્તુ અંગદેશ અથવા મોદાગિરિની અંતર્ગત હતું. તેથી આ સ્થાન ભગવાનની જન્મભૂમિ ન હોઈ શકે.

૨. આધુનિક ક્ષત્રિયકુંડ પર્વત ઉપર છે, જ્યારે પ્રાચીન ક્ષત્રિયકુંડની સાથે શાસ્ત્રોમાં પર્વતનું કોઈ વર્ણન નથી મળતું. વૈશાલીની આસપાસ કોઈ પહાડ નથી, તેથી તેજ સ્થાન ભગવાનનું જન્મસ્થાન હોવાનો વધારે સંભવ લાગે છે.

૩. આધુનિક ક્ષત્રિયકુંડની તળેટીમાં એક નાળુ છે. તે ગંડકી નદી નથી. ગંડકી નદી આજે પણ વૈશાલીની પાસે

જ નિરન્તર વહે છે.

૪ શાસ્ત્રોમાં વૈશાલીની પાસે ક્ષત્રિયકુંડ બતાવ્યું છે, જ્યારે આધુનિક ક્ષત્રિયકુંડ વૈશાલીની પાસે નથી.

૫. વિદેહ-દેશ ગંગાની ઉત્તરમાં છે, જ્યારે આધુનિક ક્ષત્રિયકુંડ ગંગાની દક્ષિણમાં છે.

ઉપરના નિષ્કર્ષોથી, એ સ્પષ્ટ સાબીત થાય છે કે લિચ્છુઆડની પાસેના પર્વત ઉપર રહેલા સ્થાનને ભ્રાન્તિવશ ક્ષત્રિયકુંડ માની લેવામાં આવ્યું છે. અહીંઆ ભગવાનનું ચ્યવન, જન્મ કે દીક્ષા કોઈ પણ કલ્યાણક નથી થયું.

શાસ્ત્રોના આધારે અમારૂં એ માનવું છે કે જે સ્થાન અત્યારે બસાઢના નામથી પ્રસિદ્ધ છે, તે જ પ્રાચીન વૈશાલી છે. આનીજ પાસે સ્વતંત્ર ક્ષત્રિયકુંડગ્રામ હતું. જ્યાં ભગવાનના ત્રણ કલ્યાણકો થયાં હતાં. આજ સ્થાનની પાસે આજે પણ વાણિયાગામ,કૂમનછપરાગાછી અને કોલ્હુઆ વિદ્યમાન છે. આ ક્ષત્રિયકુંડ આજકાલ વાસુકુંડના નામથી પ્રસિદ્ધ છે, આર્કિયાલાજિકલ વિભાગ પણ વાસુકુંડને જ પ્રાચીન ક્ષત્રિયકુંડ માને છે. અહીંના નિવાસીઓ પણ એમજ માને છે.

કે ભગવાનનો જન્મ અહીંયા જ થયો હતો. સન્ ૪૧માં અમે સ્વયં અહીં ત્રણ ચાર દિવસો રહીને બસાઢ, કૂમનછપરાગાછી, કોલ્હુઆ, વાણિયાગામ અને અશોકસ્તંભ વગેરેનું નિરીક્ષણ કર્યું હતું. પરન્તુ નદીનો પ્રવાહ બદલાઈ જવાથી વાણિયાગામ, કોલ્લાગ, અને કર્મારગ્રામ નદીના પૂર્વભાગમાં આવી ગયાં છે.

---

૧ આજ વૈશાલીમાં જે કુંડગ્રામ છે તેજ શ્રીમહાવીર સ્વામીનું જન્મ સ્થાન છે. ત્યા તીર્થંકરોની મૂર્તિઓ નિકળવાથી આ વાત પ્રગટ થાય છે.

–પ્રાચીન જૈન સ્મારક ( બ્રહ્મચારી શીતલપ્રસાદજી ) પૃષ્ઠ ૨૮



# 'वैशाली' ना सम्बन्धमां केटलाक महत्त्वना अभिप्रायो.

(१)

"ભારતીય ઇતિહાસના સંબંધમાં હજી ઘણી શોધખોળ કરવાની જરૂર છે. ખાસ કરીને ઇતિહાસના પ્રસિદ્ધ સ્થાનોનાં સંબંધમાં હજી લોકો બહુ ઓછું જાણે છે. સુપ્રસિદ્ધ વિદ્વાન મહાત્મા આ. વિજયેન્દ્રસૂરિજીએ આ દિશામાં ખૂબ મહત્ત્વપૂર્ણ કામ કર્યું છે. ભારતીય ઇતિહાસમા સુવિખ્યાત પ્રાચીન નગરોમાં વૈશાલીનું શ્રેષ્ઠ સ્થાન છે બૌદ્ધ અને જૈન ગ્રન્થોમાં આનો ઘણો જ ઉલ્લેખ થયેલો છે. આવા મહત્ત્વપૂર્ણ શહેરના સબંધમાં આ પ્રામાણિક અને ઉપયોગી પુસ્તક લખીને લેખકે હિન્દી સાહિત્યની પ્રશંસનીય સેવા કરી છે.

(એકપત્ર)

(૨)

વૈશાલી બૌદ્ધ-સમયનું એક પ્રસિદ્ધ નગર હતું. આ નગરનું જૈન અને બૌદ્ધ ગ્રન્થોમાં ખૂબ વર્ણન આવે છે. પ્રસ્તુત પુસ્તકમાં શ્રી વિજયેન્દ્રસૂરિજીએ તે પ્રાચીન નગરના સ્થાનની ઓળખાણ કરાવવાનો પરિશ્રમ કર્યો છે. તેમનો એ નિર્ણય કે આધુનિક બસાઢ જ પ્રાચીન વૈશાલી છે, ઠીક લાગે છે. આર્યક્ષેત્ર, વિદેહ, વૈશાલી આદિના સંબંધમા જૈન, વૈદિક તથા બૌદ્ધ ગ્રન્થોનાં પ્રમાણો આપવામા આવ્યા છે. જૈન અને વૈદિક ગ્રન્થોના ઉદ્ધરણ તો મૂલ પુસ્તકમાંથી આપેલાં લાગે છે, પરન્તુ બૌદ્ધ ગ્રન્થોના મૂલ ઉદ્ધરણ ન આપીને અંગ્રેજીમાંથી અવતારિત કરવામાં આવ્યા છે, તે પણ મૂલમાથી જ લેવામા આવ્યા હોત તો સારું થાત

પ્રસ્તુત પુસ્તક વાચવાથી એ જણાય છે કે વૈશાલીની પાસે કેટલાક એવા સ્થાન છે, જેનો મહાવીર સ્વામીની સાથે ઘનિષ્ઠ સબંધ છે આ સ્થાનો વાણિજ્યગ્રામ, કોલ્લાગ-સન્નિવેશ, કર્મારગ્રામ, અને ક્ષત્રિયકુડપુર છે લેખકે આની ઓળખાણ આધુનિક વાણિયાગામ, કોલ્હુઆ, કૂમનછપરાગાછી અને વાસુકુડથી કરી છે જો કે જૈનોની આધુનિક માન્યતાનુસાર મહાવીરસ્વામીનુ જન્મસ્થાન લિચ્છુઆડની પાસે અથવા નાલન્દાની પાસે છે. પરન્તુ લેખકે પ્રાચીન ગ્રન્થોના આધારે એ સિદ્ધ કર્યુ છે કે આ બન્ને માન્યતાઓ ઠીક નથી. પરન્તુ જે સ્થાનોની ઓળખાણ લેખકે કરી છે, તેજ સ્થાનો મહાવીર સ્વામીથી સબધ રાખે છે

આવી જ રીતે જૈન શાસ્ત્રો ઉપર વિવેચન કરતા ડૉ હારનલ અને ડૉ જેકોબીએ કઈક વિભિન્ન સ્થાપનાઓ કરી છે. સભવત તે ભૂલો ભારતીય પરપરાને નહી સમજવાને કારણે થઇ છે. આ બન્ને વિદ્વાનોના પક્ષનુ નિરાકરણ પણ લેખકે અત્યન્ત વિદ્વતાપૂર્ણરીતે કર્યુ છે

એકદર પુસ્તક અત્યન્ત ઉપયોગી તથા મનનીય છે કેવલ સામાન્ય વાચકોને જ નહિ, પરન્તુ ઇતિહાસના વિદ્યાર્થીઓ માટે પણ કંઇક નવી સામગ્રી પ્રસ્તુત કરે છે

સાપ્તાહિક 'વીર અર્જુન' તા ૨૮
સવત ૨૦૦૩ શ્રાવણ

( ૩ )

ભગવાન્ મહાવીરનુ મોસાળ વૈશાલીમાં હતુ જે લિચ્છિવી ક્ષત્રિઓની રાજધાની હતી. આધુનિક મુજફ્ફરપુર જિલ્લાનુ બસાઢ ગામ પ્રાચીન વૈશાલીનું જ પ્રતિરૂપ છે ત્યાં જ વૈશાલી વસેલુ હતુ તેની પાસે જ જ્ઞાતક્ષત્રિયોનુ પ્રમુખ શહેર કુડગ્રામ હતું.

જ્યાં ભગવાન્ મહાવીર જન્મ્યા હતા. એટલી વાત છે કે જૈનો પોતાના આ બન્ને ગામોને ભૂલી ગયા. એવી અવસ્થામાં પ્રસ્તુત પુસ્તકનું પ્રકાશન સમય ઉપર થયું છે જેના લેખક આચાર્ય વિજયેન્દ્રસૂરિ છે, તેઓએ આ પુસ્તકમાં વૈશાલીનું પ્રાચીન અને અર્વાચીન રૂપ સ્પષ્ટ રીતે ચમકાવી દીધું છે અને ભ્રાન્ત ધારણાઓનું ખંડન કર્યું છે. પુરાતત્ત્વપ્રેમીઓએ આને જરૂર વાચવું જોઈએ.

જૈનોએ આને વાંચીને વૈશાલી અને કુંડગ્રામને ઓળખીને તેનો ઉદ્ધાર કરવો જોઈએ પુસ્તકમાં ભગવાન મહાવીર તથા લેખકનો ફોટો, તથા બસાઢનો નકશો પણ આપ્યો છે. લેખકે ભગવાન મહાવીરના સમયમાં આર્યદેશને પૂર્વમાં અંગમગધ સુધી, દક્ષિણમાં કૌશામ્બી સુધી, પશ્ચિમમાં કુરુક્ષેત્ર સુધી અને ઉત્તરમાં કુણાલ દેશ (શ્રાવસ્તી) સુધી બતાવ્યો છે. આ અમને ઠીક નથી લાગતું. તે વખતે આટલા પ્રદેશમાં ધર્મની માન્યતા નિર્બાધ થતી હતી તેથી કલ્પસૂત્રમાં એને આર્યક્ષેત્ર કહી દીધું. તેથી એ વાત સમજવામાં નથી આવતી કે બાકીનું ભારત આર્યક્ષેત્ર ન હતું. જૈન-શાસ્ત્રોમાં તો આર્ય ખંડની સ્થિતિ અને વિસ્તાર તો ઘણો વધારે છે. તેથી ભારતનો એક ભાગ જ આર્ય-દેશ કેમ માની શકાય?

'વીર' તા. ૨૮-૧૨-૪૬

(૪)

આપે જૈન સાહિત્યના આધારે પ્રાચીન વૈશાલી ઉપર જે પ્રકાશ પાડ્યો છે, તે ઘણો જ અગત્યનો છે.

ડૉ. મોતીચન્દ્ર, પ્રિન્સ ઑફ વેલ્સ મ્યૂઝિયમ

મુંબઈ તા ૬-૯-૪૬

(૫)

ખરેખર આપે આધુનિક બનિયા-બસાઢને મહાવીરસ્વામીની

જન્મભૂમિ સિદ્ધ કરીને જૈનસમાજમાં પ્રચલિત એક મોટા ભ્રમને દૂર કર્યો છે. તે માટે જૈન-સમાજ જ નહીં પરન્તુ સમસ્ત વિદ્વત્-સમાજ આપનો ઋણી રહેશે

મારી સમ્મતિમાં જૈનસમાજની તરફથી વૈશાલીમા એક વિશાળ અનુસન્ધાન ભવન અને અતિથિશાળાની રચના થવી જોઇએ. વૈશાલીમાં આ વસ્તુઓની ન્યૂનતા ઘણી જ ખટકે છે. જૈનસમાજમાં જેવો ધર્મ પ્રેમ છે, તે જ પ્રમાણે તેની પાસે ધનની બહુલતા પણ છે. તેથી આ કાર્ય કંઈ મુશ્કેલ નથી.

પ્રો યોગેન્દ્ર મિશ્ર એમ એ સાહિત્યરત્ન
ઇતિહાસ વિભાગ, મુંશીસિંહ કોલેજ
મોતીહારી, તા. ૮-૯-૪૬

(૬)

ઇતિહાસ પ્રસિદ્ધ વૈશાલી નગરીની ભૌગોલિક સ્થિતિને પ્રમાણિત કરવા માટે જૈનાચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિજીની "વૈશાલી" નામક પુસ્તક સપ્રમાણ અને ઉપયોગી છે. આવું આધારયુક્ત વિવેચનાપૂર્ણ પુસ્તક પ્રગટ કરવા માટે અમે આચાર્ય સૂરિજીને હાર્દિક અભિનંદન આપીએ છીએ.

આશા છે કે ઐતિહાસિકો આમાં આપેલા પ્રમાણો અને તર્કો ઉપર સારી રીતે વિચાર કરીને શ્રી. સૂરિજીના પ્રયત્નોનો આદર કરશે.

વિશ્વેશ્વરનાથ રેઉ
જોધપુર તા ૧૯-૮-૪૬

(૭)

આપની પુસ્તક વૈશાલી ધ્યાનપૂર્વક વાચી સુંદર તેમજ સર્વાંગ-

(૧૨)

આપે તે ('વૈશાલી'—પુસ્તક)મા જે પરિશ્રમ કર્યો છે તે શ્લાઘ્ય છે હું તો હજી એટલાથી પરિતૃપ્ત નથી થયો વૈશાલીના પ્રાચીન ગૌરવ અને સ્વરૂપનું વર્ણન જરા વિસ્તારથી થાય તો કેવું સારૂ ! ૪૦૦—૫૦૦ પાનાનું પુસ્તક કઇક ઉપયોગી થાય છતાં આપે જે સ્થાપનાઓ કરી છે તેમા શોધખોળની પ્રચુર સામગ્રી ભરી છે એક વિનતિ છે· શું રોમી અક્ષરોમાં અગ્રેજી લખવાને બદલે નાગરી—અક્ષરોમા ન લખી શકાય ? જો એવુ બની શકે તો કેવલ નાગરી અક્ષરોના જાણકાર અને માત્ર હિન્દી જાણકારો માટે પુસ્તક વિશેષ લાભપ્રદ નિવડશે એવી મારી ધારણા છે આશા છે આપ શોધખોળ સબધી આપની બીજી પુસ્તકો પણ મને સમય ઉપર મોકલી આભારી કરશો.

બ્રહ્મનાલ કાશી — વિશ્વનાથપ્રસાદ મિશ્ર

૨૫—૮—૪૬

(૧૩)

મારી સમ્મતિમાં 'વૈશાલી પુસ્તક અત્યન્ત શ્રેષ્ઠ છે સક્ષેપમાં જે કહેવાનુ છે, તે સપ્રમાણ કહી દીધુ છે આવીજ રીતે બીજા સ્થાનો માટે પણ આવો પ્રયત્ન કરશો તો જરૂર અભિનન્દનીય થશે.

તા ૧૯—૮—૪૬ — ૫ બેચરદાસ જીવરાજ

અમદાવાદ

(૧૪)

પ્રસ્તુત પુસ્તકમા શ્રીયુત જૈનાચાર્યજીએ વૈશાલીની ઐતિહાસિક અને ભૌગોલિક સ્થિતિ પર વિવેચનાત્મક પ્રકાશ પાડયો છે, આપે

બૌદ્ધસાહિત્ય, જૈનસાહિત્ય અને વૈદિકસાહિત્યના દષ્ટિકોણોનું પણ સમન્વયાત્મક સંકલન કર્યું છે. આજના ભારતના નકશામાં વૈશાલીની ભૌગોલિક સ્થિતિ ક્યાં હોઇ શકે છે. એનો શોધખોળ પૂર્વકનો એક નકશો આપીને પણ સ્તુત્ય કાર્ય કર્યું છે.

ભારતની પ્રાચીન રાજધાનીઓની પુરાતત્ત્વ વિભાગ દ્વારા જે શોધખોળ થઇ છે, એનું ઐતિહાસિક રૂપે વિવેચન થવું જોઇએ. અને આજ પુસ્તકની માફક અન્ય રાજધાનીઓ ઉપર પણ પુસ્તકો પ્રકાશિત થવી જોઇએ,

યદ્યપિ જૈનાચાર્યજીનું વૈશાલીની પ્રતિ આકર્ષણ મહાવીર-સ્વામીનું જન્મ—સ્થાન હોવાના કારણે જ હોવું જોઇએ; પરંતુ પુસ્તકમાં ક્યાંય એક પક્ષીય દષ્ટિકોણ દેખાતો નથી.

પુસ્તક ઐતિહાસિક, ભૌગોલિક દષ્ટિકોણથી મહત્ત્વપૂર્ણ, પઠનીય તેમજ સંગ્રહણીય છે.

તા. ૧૫—૧૨—૪૬ —નવયુગ સાપ્તાહિક

(૧૫)

મેં આપની 'વૈશાલી પુસ્તિકા' ધ્યાન પૂર્વક વાંચી. આપે ખૂબ જ પરિશ્રમ લઇને વૈશાલી સંબંધી ગામોની તપાસ કરી છે. વાણિજ્યગ્રામ, કોલ્હાગ, કુંડપુર આદિ ગામોના સંબંધમાં આપના મતથી હું સહમત છું. એમાં સંદેહ નથી કે આપની પુસ્તક પ્રાચીન ઇતિહાસ અને ભૂગોળના સંશોધકોને ખૂબ જ ઉપયોગી નિવડશે.

કાશી વિશ્વવિદ્યાલય — અનન્ત સદાશિવ અલ્તેકરઃ
તા. ૧૮-૧૧-૪૬

(૧૬)

આપનો બન્ને પુસ્તકો મળી. ' વૈશાલી'' વાંચીને ઘણો જ

પૂર્ણ રચના થઈ છે ઉકત નગરીની ભૌગોલિક પરિસ્થિતિ નિશ્ચિત કરવા માટે આપે વૈદિક બૌદ્ધ અને જૈન ત્રણે ધર્માવલંબિઓના દષ્ટિકોણનો આધાર લીધો છે તેમજ તેમનું મનન કરીને નિશ્ચયો ઉપર પહોંચ્યા છો, આ એક વિશેષતા છે પાશ્ચાત્ય વિદ્વાનોએ સ્થાનીય (Local) ભૂગોલની અજ્ઞાનતાના કારણે જે ભ્રાન્ત વાતો લખી મારી છે, તે સુધારવાનો પણ આપે પ્રશસનીય પ્રયત્ન કર્યો છે આપની આ પુસ્તક ઈતિહાસકારો માટે ઘણી જ મદદગાર થશે

આને વાચ્યા પછી એમજ થાય છે કે આનો પ્રચાર પ્રાચીન ભારતીય ઈતિહાસના બધા વિદ્વાનો અને વિદ્યાર્થીઓમા થાય. પ્રાચીન ભારતીય ઈતિહાસની બીજી લુપ્ત નગરીઓના સબંધમા પણ ફરીથી આવી પુસ્તિકાઓ પ્રકાશિત થાય એજ ઇચ્છા થાય છે આશા છે કે આપની આ પુસ્તિકા તે લોકો માટે માર્ગદર્શક બનશે

મહારાજ કુમાર રઘુવીરસિહ સીતામઉ, (માલવા)

તા ૧૯–૮–૪૬

(૮)

“વૈશાલી” ઉપર લખેલા નિબન્ધની એક પ્રતિ મોકલીને મને યાદ કર્યો એ આપની કૃપા છે મે આને ધ્યાનપૂર્વક વાંચી, આ ઉપયોગી સૂચનાઓથી પરિપૂર્ણ છે અને એથી વધીને આમા પ્રત્યક્ષ જોયેલી સ્થિતિનો વિસ્તાર પૂર્વક સમાવેશ છે હુ હૃદયથી ચાહુ છું કે સમય કાઢીને આપ આવા પ્રકારના નિબધ શ્રાવસ્તી વગેરે ઉપર પણ લખો,

પ્રો ડૉ એ એન. ઉપાધ્યાય

રાજારામ કોલેજ, કોલ્હાપુર ૧૫ અગસ્ત ૧૯૪૬

(૯)

૩ અગસ્તનું પોસ્ટકાર્ડ અને આપની વૈશાલી ઉપર લખેલી પુસ્તક બુકપોસ્ટથી પ્રાપ્ત કરીને મને ઘણો જ આનંદ થયો. પુસ્તક વાંચીને ખરેખર મને અત્યંત પ્રસન્નતા થઈ. હું 'નગરની ઓળખાણ', ના આપના દૃષ્ટિકોણથી પૂર્ણરૂપથી સહમત છું.

ડૉ પી. એલ. વૈદ્ય–પૂના
૧૪ અગસ્ત ૧૯૪૬

(૧૦)

વૈશાલીની પુસ્તક મળી. સાદ્યન્ત એને વાંચતાં મનમાં ઘણીજ પ્રસન્નતા થઈ. ભારતની પ્રાચીન નગરીઓ માટે આવા અભ્યાસપૂર્ણ પ્રમાણ પુરસ્સર લેખોની ઘણીજ જરૂર છે. આપે વૈશાલીનાં ભૌગોલિક સ્થાનનો નિશ્ચય વૈદિક, બૌધ્ધ અને જૈન પ્રમાણોથી કર્યો તેથી તે માનનીય છે. સાથે જ થોડો રાજકીય ઇતિહાસ આપવાથી પુસ્તકની મહત્તા વધી જાત.

પ્રો ડોલરરાય રંગીલદાસ માંકડ
તા. ૧૬–૮–૪૬ ગુજરાત નગર, કરાંચી ૫

(૧૧)

બન્ને પુસ્તકો વાચી. વૈશાલીની કેટલીક વાતો મારા માટે નવી છે. એનો ઉપયોગ મારા 'ભારતવર્ષના ઇતિહાસ'માં કરીશ. આપે બધો વિષય એક ઠેકાણે ભેગો કરવાનો મહાન પરિશ્રમ કર્યો છે. તે માટે અમે આપના આભારી છીએ. આપની સૂક્ષ્મ વિચારણાથી ખૂબ જ આનંદ થયો.

ભગવદ્દત્ત બી. એ.
તા. ૧૩–૮–૪૬ વૈદિક રિસર્ચ ઇન્સ્ટીટ્યૂટ
,, લાહોર.

આનંદ થયો જૈન—સાહિત્યની સાથે મારો વિશેષ પરિચય નથી, છતાં પણ આપની આલોચના સંપૂર્ણ રીતે ઐતિહાસિક પ્રણાલિકાથી માન્ય છે આપે જે કંઈ લખ્યુ છે તે જૈનગ્રન્થોના જ આધારે નહી, પરન્તુ પ્રત્યેક વાતને ઉપલબ્ધ બધા પ્રમાણો દ્વારા નિષ્પક્ષપાત રીતે ચર્ચી છે આલોચનાત્મક વિષયની મીમાંસા કરી કે પ્રાચીન ભારતના ભૌગોલિક તત્ત્વસંબંધી શોધખોળ કરવા માટે આ બન્ને પુસ્તકો ઘણા જ ઉપયોગી નિવડશે

ઉપરના વિષયો આપે એવી સરલ ભાષામા લખ્યા છે કે મારા જેવા સાધારણ પાઠકને પણ આપની યુક્તિનુ અનુસરણ કરવામા જરાયે મુસ્કેલી પડી નથી.

ડૉ સુરેન્દ્રનાથ સેન

તા ૨૦-૯-૪૬, ભૂતપૂર્વ—ઉપકુલપતિ દિલ્હી વિશ્વવિદ્યાલય

(૧૭)

' આપના મોકલેલા બધા પુસ્તકો મળ્યા છે 'કૌશાંબી' અને "શ્રદ્ધામા' મને ખૂબ જ ગમ્યા આપે મને જૈનધર્મના પુસ્તકો મોકલ્યાં તેથી મને હવે જૈન પુરાતન સાહિત્ય વિષે જાણવાની ઉત્કંઠા થઈ છે આપ મને એમાં દોરવણી આપશો તો આભાર.'

શાહપુર—અમદાવાદ —પન્નુભટ્ટ

તા ૨૩—૧—૫૪

(૧૮)

' આપની 'કૌશાંબી' પુસ્તક મળી, તે બદલ ધન્યવાદ આપનો પ્રયાસ અત્યન્ત પ્રશંસનીય છે '

—જૈનધર્મદિવાકર શ્રી આત્મારામજી મહારાજ

તા ૨૦-૧૭-૪૬ —લુધીયાના

(૧૯)

"...વૈશાલી પણ મળી આપની કૃપાનો આભાર શબ્દોમાં કેવી રીતે વ્યક્ત કરું! પુસ્તક ખૂબ જ ગવેષણા પૂર્ણ અને સુંદર છે. પૂરું વાંચીશ."

કાશી —મુરારીલાલ કેડિયા

ભાદરવાવદિ ત્રીજ સં. ૨૦૦૩

( ૨૦ )

એ બનાવવું નિરર્થક છે કે વૈશાલી અને ક્ષત્રિયકુંડ આદિના સંબન્ધમાં આપે જે નિર્ણય આપ્યો છે તે સહિત્ય તથા શિલાલેખો સમ્બન્ધી ઉલ્લેખો દ્વારા એટલો સિદ્ધ થઈ ચૂકયો છે કે હવે એના સમ્બન્ધમા મતભેદ ટકી જ નથી શકતો. આપનો મત એ સમ્બન્ધમા અન્તિમ નિર્ણય છે

વડોદરા તા ૨૯ અગસ્ત ૧૯૪૬ ડૉ બી ભટ્ટાચાર્ય
ડાયરેકટર ઓરિયન્ટલ ઈન્સ્ટીટયૂટ

( ૨૧ )

પુસ્તક વાચવાથી મને વાસ્તવિક આનંદ થયો. હું આપના વિચારોથી પૂર્ણ સહમત છુ.

ડો. પી. એલ. વૈદ્ય એમ. એ ડી. લિટ્ (પેરીસ)
પ્રોફેસર ઓફ સંસ્કૃત અને તત્સબંધી ભાષાઓ
નવરોજી વાડીયા કોલેજ, પુના.

(૨૨)

આપના બન્ને પ્રકાશનો—'વૈશાલી' અને 'વીર-વિહાર-મીમાંસા' મળ્યા

જૈન તથા ભારતીય ઇતિહાસના સમ્બન્ધમાં આપ જે અન્વેષણનુ કાર્ય કરી રહ્યા છો તેમા આ બન્ને ગ્રન્થો પ્રશંસનીય વિચારધારા છે જૈન સમ્બન્ધી વિસ્તૃત સાહિત્યથી ભારતીય ઇતિહાસને હજુ ઘણુ મેળવવાનુ છે આપે જે વિદ્વત્તાપૂર્ણ રીતે પોતાનો પક્ષ સ્થાપન કર્યો છે, તથ્યો અને અન્ય બાબતો પર જે ક્રમબદ્ધ રૂપમાં વિચારો પ્રકટ કર્યા છે તથા પ્રાચીન મતોનુ જે પાંડિત્યથી ખંડન કર્યું છે તેનાથી પ્રત્યેક વાચકને સંતોષજ થશે. આપના આ બન્ને પ્રકાશનો અનુશીલન-કાર્યના આદર્શરૂપે સ્વીકારવા જોઈએ

સીમેન, ઓરીકોટ — આપનો

એન આર, મન્બરી — ડૉ એફ ડબલ્યુ થોમસ

તા ૨૧ અગસ્ત, ૧૯૪૮

(૨૩)

આપના ગ્રન્થ 'વૈશાલી' માં આપે જૈન પરંપરાઓ, સમસામાયિક સાહિત્ય તથા અન્ય સૂત્રો સમ્બન્ધી આપની વિશાળ બહુશ્રુતતાનો ઉચિત ઉપયોગ કર્યો છે અને વિભિન્ન ધર્મોથી સબન્ધ રાખનાર વૈશાલીને બિહારના મુજફ્ફરપુર જિલ્લાની અંદર વર્તમાન બસાઢના રૂપમાં હોવાની ખૂબ સુદૃઢ પુષ્ટિ કરી છે આશા છે ભવિષ્યમાં પુરાતત્ત્વ સમ્બન્ધી જે ખોદાઈ-કાર્ય થશે, તેનાથી આપની વાતને વધારે પુષ્ટિ મળશે અને આ વિવાદ ગ્રસ્ત પ્રશ્નનો અંતજ આવી જશે

ડૉ ઓલીવર લેકોમ્બે

કલકત્તા, ૧૩મી માર્ચ ૧૯૪૭ — ઇન્સ્ટીટ્યૂટ દ' સિવિલાઇજેશન ઇંડી-સારઓને પેરીસ